દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આદિથી વિશેષ ઉપયોગી કરવી વગેરે, સર્વ કામ રા. રા. હરગોવિંદદાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસોનાથી ચલાવવાનો ઠરાવ થયો, અને 'પ્રાચીન કાવ્યમાળા' એ નામથી પુસ્તકો પ્રસિદ્ધ કરવાની ગોઠવણ થઇ.

આ પ્રાચીન કાવ્યમાળાને કચ્છ, કાઠીઆવાડ અને ગુજરાતના રાજ્યકર્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્‌ગૃહસ્થો તરફથી પણ ઉદાર આશ્રય મળ્યો હતો.

પ્રાચીન કાવ્યમાળાના ઘણા અંકો પ્રકટ થયા પછી નામદાર ગાયકવાડ સરકારથી મળેલી રકમ ખૂટી પડી, ત્યારે બીજી વાર ટીપ્પણ રજુ થતાં, શ્રીમંત સરકાર મહારાજા સાહેબે ફરીથી રૂ. ૬૦૦૦) ની રકમ ઉદારતાથી મંજુર કરી એ રકમ ખૂટી પડતાં અને બીજા સંજોગો બનતા, આ ઉપયોગી કાર્ય ૩૫ ગ્રંથો પ્રસિદ્ધ થયા પછી બંધ પડયું.

સુભાગ્યે, મુંબાઇની યુનિવર્સિટીએ એમ. એ વગેરેની પરીક્ષામાં ગુજરાતીનો વિષય દાખલ કર્યો, તેથી પ્રાચીન કાવ્યમાળા માહેલા ઉત્તમ ગ્રંથો તે માટે ચુંટી કાઢવામાં આવ્યા. વખત એવો આવ્યો કે બમણી, ત્રમણી કિંમત ખરચતા પણ એ ગ્રંથો મળવા ન લાગ્યા, તેથી અભ્યાસીઓને ઘણી અડચણ પડવા લાગી, અને યુનિવર્સિટીના રજીસ્ટ્રાર તરફથી રા. હરગોવિંદદાસને એ ગ્રંથો ફરીથી છપાવા માટે પૂછાવવામાં આવ્યું; પરંતુ એવા ગ્રંથોની જનસમૂહમાં ઘણી ખપત ન હોવાથી એ ગ્રંથો છાપવાનું જોખમ માથે લેવા કોઇ તૈયાર ન થયું. આખરે માગણી કરવાથી કમિટીએ અમને એ ગ્રંથો અમુક સરતોએ છપાવવાની પરવાનગી આપી, તે ઉપરથી મહાકવિ પ્રેમાનંદનાં નાટકો છપાવવાની અમે શરૂઆત કરી હતી, અને બીજા ગ્રંથો પણ પ્રજા તરફથી ઉદાર આશ્રય મળતાં હવે પ્રકટ કરીશું જીએ.

રમણ અને કંપની.

---

# કવિ ચરિત્ર.

જન્મપર્યંત એકજ ધંધો સ્વીકારીને તેમા મંડ્યા રહેનારા પુરૂષોજ અમુક ધંધામા ખ્યાતિ મેળવી શકે છે જૂદા જૂદા અનેક વ્યવસાયમા ગૂંચવાયેલા હોવા છતા જેવો કવિ તરિકે પ્રખ્યાતિ પામી ગયા હોય એવા માધવ જેવા કોઇકજ સાંભળવામા આવે છે. માનસશાસ્ત્ર જાણનારા પંડિતો કહે છે કે, પ્રત્યેક મનુષ્ય સરખાવો કરી તુલના કરવાની, તર્ક કરવાની, સંભાવના કરવાની અને કલ્પના કરવાની શક્તિ ધરાવે છે—અને કવિતામા એ શક્તિઓનુંજ માહાત્મય બહુધા જોવામા આવે છે માટે પ્રત્યેક મનુષ્ય કવિ થઇ શકે છે પણ જેમ સાધારણ મનુષ્યો કરતા એકાદ પુરૂષમા અમુક શક્તિનો પ્રભાવ વિશેષ જોવામા આવે છે ત્યારે આપણે તેને તે બાબતમા અસાધારણ શક્તિવાળો કહીએ છીએ તેમ જે પુરૂષનામા એ શક્તિઓ અસાધારણપણે દીપી નીકળતી હોય છે તેનેજ પ્રાસાદિક કવિનું નામ મળે છે કલ્પના તો સહુ કોઇ કરે છે પણ શ્રોતાને ચમત્કાર ઉપજાવે એવી કલ્પના તો કોઇકનીજ હોય છે, વર્ણન તો સહુ કોઇ કરે છે પણ શ્રોતાના અંતરમા આબેહૂબ ચિત્ર પાડી શકાય એવુ તો કોઇકજ કરી શકે છે, વાર્તા તો સહુ કોઇ કહે છે, પણ શ્રોતાના મનને તેમા તદ્રૂપ કરી નાખવાની છટા તો કોઇકમાજ હોય છે એવીજ રીતે કવિ તો સહુ કોઇ થઇ શકે પણ જેનું જન્મચરિત્ર જાણવાની આકાંક્ષા થાય એવા તો કોઇકજ નીપજે છે.

પ્રખ્યાત કવિઓમાથી પણ કેટલાક શાંત અને નિગૂઢ કુતૂહળવાળા હોય છે તથા કેટલાક ધામધૂમિયા અને પ્રસિદ્ધ કુતૂહળવાળા

હોય છે. પેહેલા વર્ગમાં પ્રેમાનંદ અને બીજામાં તેના પુત્ર વલ્લભને આપણે મૂકી શકીએ છીએ. વલ્લભની કવિતા ઉપરથી પણ તેના સ્વભાવનું કાંઇક અનુમાન કરવાનું બની આવે તેમ છે તેમ છતાં વળી તેના વિષે આપણે જે ખબર ભેગી કરી શકયા છીએ તેથી તે અનુમાન સુદૃઢ થાય છે. એવા ઉધમાતિયા સ્વભાવનો છતાં તેણે ઉત્તમ કવિતા કરી છે અને વળી તે એવી ઉત્તમ કે જેથી કરીને આપણી ગૂજરાતી ભાષાના સાહિત્યમાં સારો વધારો થઇ શકે. એણે નવે રસનાં નવ જૂદાં જૂદાં કાવ્યો રચેલાં છે જેમાંથી નમુના તરિકે વીરરસ કાવ્ય પસંદ કરી આ પુસ્તકદ્વારા પ્રસિદ્ધ કર્યું છે, તેણે નાટકો અને ચંપૂગ્રંથો પણ લખ્યા છે. આખ્યાનો અને કથાઓ પણ લખી છે. બીજા જૂના કવિઓ કરતાં તેનામાં વિશેષ લક્ષણ એક જોવામાં આવતું હતું કે તે જૂના સંસ્કૃતાદિ ગ્રંથોમાંથી કથાભાગ પસંદ કરવાને ઠામે કાઇક નવીન યોજનાજ પસંદ કરીને કાવ્ય કરતો હતો. જે વખતમાં ગૂજરાતી ભાષા ખેડાયલી નહિ અથવા તેના સાહિત્ય તરિકે વ્યાકરણ, કોશ, કવિતાદિનું સાધન નહિ તે વખતે આવા મહાકવિએ આવી સુંદર સાહિત્ય ફુલવાડી શી રીતે ગૂંથી હશે તે જાણવાને સહુ કોઇને સ્વાભાવિક રીતે ઇચ્છા થાય. પણ જૂના વખતમા ચરિત્રો લખવાનો પ્રચાર નહિ તથા તે કવિઓની પછી તેમના વંશમાં કોઇ કવિતાના શોખી પુરૂષો ઉત્પન્ન થયા નહિ તેથી તેમની ક્રમવાર વિશેષ હકીકત મેળવવી બહુ દુર્ઘટ થઇ પડી છે એમ છતાં પેણ ઘણા યત્નથી વલ્લભ કવિની કેટલીક હકીકત અમે મેળવી શકયા છીએ અને તેનેજ તેના ચરિત્ર રૂપે વાંચનારની આગળ રજુ કરીએ છીએ.

શ્રીમન્મહાકવિ પ્રેમાનંદનો એ જ્યેષ્ઠ પુત્ર હતો તેથી વાચનાર જાણી જશે કે તે ચોવીશા બ્રાહ્મણ હોઇને વડોદરાની મહંમદવાડીમાં રહેતો હતો. એની માતાનું નામ હરકોર હતું. તેનો જન્મ પણ

ફરીને પ્રેમાનંદ કવિની ૩૨-૩૩ વર્ષની વયે થયો હતો. બાલ્યવયમાં ઉપવીત સંસ્કાર પામ્યા પછી તેણે પિતાની પાસે સંસ્કૃત તથા હિંદી ભાષાઓના ગ્રંથોનો અભ્યાસ કર્યો હતો. એના સંબંધમાં વળી એમ પણ કહેવાય છે કે તેણે પંજાબી ભાષાનો પણ સારો અભ્યાસ કર્યો હતો, પણ એ વિષે વિશેષ ખાત્રી લાયક ખબર તેના બીજા ગ્રંથો જોયા પછી કદાપિ આપણને મળે તો મળે આ કુકડ કવિની બાલ્યવયની કાંઇ વિશેષ હકીકત એથી વધારે મળતી નથી તથાપિ પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય તેથી આપણે ધારી શકીએ છીએ કે તે બાલ્યવયમાં કેવળ શાંત અભ્યાસી નહિ હોય પણ ઉદ્ધત અને તોફાની હશે. પોતાના પિતા કવિ હતા તથા તેમની પાસેથી કાવ્યની કેળવણી મળેલી એટલે તે સ્વાભાવિક રીતેજ કવિતા કરવા માંડે એમાં કાંઇ વિસ્મય જેવું નથી. તે બાળપણામાં છુટક કવિતાઓ કરતો હશે.

એ કવિના પિતા પ્રેમાનંદને કોઇ માધવ નામે ગૃહસ્થ સાથે સારી મિત્રતા હતી તથા તેના તરફથી પ્રેમાનંદને સારો આશ્રય મળતો હતો. તેમજ પ્રેમાનંદના પુત્ર તરિકે તે વલ્લભ ઉપર પણ સારો ભાવ રાખતો હતો તેથી તેની ઉદારતા, સૌજન્ય, મિત્ર પ્રેમ, વગેરે સદ્‌ગુણથી વલ્લભનું કવિતામય હૃદય દ્રવિત થઇ ગયું અને તેથી તેણે પોતાના કવિતા મંદિરના પ્રથમ સ્થંભ તરિકે માધવકાવ્ય નામે ગ્રંથ કરી પોતાના પિતાના ગુણજ્ઞ આશ્રયદાતા મિત્રની સ્તુતિ કરી. આમ કરવામાં તેનો આશય એવો નહિ હતો કે તેને સારૂં લગાડવું, પણ પોતે પોતાના ગુરૂ પ્રેમાનંદના તથા તેના મિત્રના અનૃણી થવું એ હેતુ હતો. ગ્રંથ લખીને તેણે પ્રશંસા પામવાને ઇરાદે પોતાના પિતાને દેખાડયો, પણ પરિણામ તો તેના ધાર્યાથી ઉલટુંજ થયું. આપણે પ્રેમાનંદના ચરિત્ર ઉપરથી જાણીએ છીએ કે પ્રેમા- નિરભિમાની અને અતિ વિનયવાળો છતાં કોઇની પ્રશંસા કરવાથી

વિરૂદ્ધ હતો. તેને આ પોતાના પુત્રે કરેલી બાટાઇ કેમ રૂચે ? તેણે વલ્લભની સમક્ષ એ કાવ્ય વિષયને વખોડયો અને કવિ થઇને આવી બાટાઇ કરવી તે કરતાં કવિતા નજ કરવી એ ઉત્તમ છે એવો ઠપકો દીધો. પણ આ વાત વલ્લભને ગળે ઉતરી નહિ તેથી તેણે પિતાના અતિ વિનય ઉપર પોતાના મનમાં ટીકા કરી અને પોતાનો ગ્રંથ પાછો લેઇ ગયો. તે દિવસથી પ્રેમાનંદ વલ્લભને વલ્લભભાટ કહી બોલાવવો શરૂ કર્યો જેથી છેવટે ખીજવાઇને તેણે માધવકાવ્યનો નાશ કર્યો.

એક વખત પોતાના પિતા પ્રેમાનંદ ખુશીમાં બેઠા હતા તે વખતે જઇ વલ્લભે વિનયથી પ્રશ્ન કર્યો કે જ્યારે તમે કોઇની સ્તુતિનાં કાવ્ય કરવાનું ના પસંદ કરો છો ત્યારે મારે કવિતા કેવી કરવી ? કવિએ કહ્યું કે કોઇ મનુષ્યના ગુણ ગાવારૂપ ખુશામત કરવી નહિ કેમકે તેવી કવિતાઓ સર્વને ઉપકારક થતી નથી, તેમ તે ગમે તેવી સારી હોય તથાપિ કવિની સ્વાર્થબુદ્ધિ તેમાં બીજાને જણાય છે તેથી લોકો તે કવિતાનો આદર પણ નથી કરતા તેમ કવિના ઉચ્ચ ગુણોની ખ્યાતિ ઢંકાઇ જઇ તે લઘુતા પામે છે, જેથી તેનાં બીજાં ઉત્તમ કાવ્યો વિષે પણ લોકો હલકું મત બાંધે છે. વલ્લભે પૂછ્યું કે ત્યારે પુરાણાદિકમાંથી બીજ લેઇ કવિતા કરવી તે પણ યુધિષ્ઠિરાદિક પુરૂષોનાંજ વખાણ છે કે બીજું કાંઇ ? પિતાએ ખુલાસો કર્યો કે તેમાં કવિની સ્વાર્થ બુદ્ધિ જણાતી નથી તેમ તેઓ સર્વમાન્ય છે, સર્વ લોકને તે વાંચવાથી લાભ થાય છે. કદાચ સામળની પેઠે કોઇ કલ્પિત પાત્ર લેઇને કવિતા કરવામાં આવે તો ઝાઝો બાધ નથી. પણ જૂના પ્રસિદ્ધ ઇતિહાસોનું કથન કરવામાં કાવ્યના હેતુઓ જે, *'काव्यंयशसेर्थकृते,' ઇત્યાદિ છે તે સર્વે સિદ્ધ

* काव्यंयशसेर्थकृतेव्यवहारविदे शिवेत्तरक्षतये । सद्यःपरनिर्वृतयेकांतासम्मिततयोपदेशयुजे ॥

થાય છે. વલ્લભની ઇચ્છા તો કોઇ રાજકવિ થવાની હતી, પરંતુ પ્રેમાનંદે તેની ઇચ્છાનો ઘણો તિરસ્કાર કર્યો ત્યારે વલ્લભે જેમ તેમ કરી પોતાની મનોવૃત્તિ બદલી અને કાવ્ય પણ પોતાના પિતાના કહેવા પ્રમાણે પુરાતન કથાઓનાં બીજ લેઇ રચવાનો વિચાર રાખ્યો.

પ્રેમાનંદ કવિના વખતમાં સામળભટ્ટ કવિ થયા હતા. તેની સાથે પ્રેમાનંદને કવિતા વિષે વાદ થયો હતો. કલ્પિત વિષય લેઇ તે ઉપર જનરંજન કલ્પના કરવી તે કવિતા, કે પુરાતન કથા બીજ લેઇને તેને વિસ્તારી વૃક્ષ રૂપે કરી અલંકારાદિકવડે તેને નવ પલ્લવવાળું અને ચિત્ર ચમત્કૃતિવડે તેને પુષ્પવાળું કરી રસાદિકથી પરિપૂર્ણ ધર્માર્થાદિક ફળ આપનારૂં કરવું તે કવિતા ? એ તેમનો તકરારનો વિષય હતો. આ તકરારમાં વલ્લભે પોતાના પિતાના બચાવમાટે ઘણું લખ્યું છે, જે મોટો વલ્લભગરબો પ્રસિદ્ધ થશે ત્યારે જોવામા આવશે. વલ્લભ મશ્કરો હતો તેથી સામળભટના બાડા પુત્રને ઉદ્દેશીને તેણે કહ્યું છે કે અમે વલ્લભ અને જીવણરામ જેવા સુપુત્રો જેનો બચાવ કરનાર છીએ તેને તું ( સામળ ) શું જીતનાર છે, કેમકે તારો બાડો પુત્ર શું કરી શકનાર છે ?

સામળના જેવા કવિતા કરવાનું કામ પ્રેમાનંદે પોતાના વીરજી નામે શિષ્યને સોંપ્યું હતું, અને તેથી તેણે સુરેખાહરણ નામે પુસ્તક લખ્યું. પણ એ પુસ્તક સામળની પદ્માવતીની વાર્તાની બરોબરી કરી શકે એવું ન થયું તેથી વલ્લભે વીરજીની ઘણી ઘણી મશ્કરી કરી છે અને તેના નામનો વિગ્રહ કરીને તે તેને વારંવાર કહેતો કે તમે તો વીર-જી એટલે વીરની જી ( માતા ) છો. તાત્પર્ય કે તારા જેવા બાયલાથી શું સામળની બરોબરી થવાની છે ? વલ્લભ બીજાને આમ કહીને બેસી રહ્યો હોત તો આપણે તેના તેવા અભિમાનને હસી કાઢત, પણ તેણે તરતજ સામળની અંગદ

વિષ્ટિ જેવું કૃષ્ણવિષ્ટિ નામનું પુસ્તક લખીને સામળને છક્કડ ખવરાવી છે. ધક્કડ કવિ વલ્લભ પોતાના તે ગ્રંથમાં લખે છે કે, સામળ! વાનરાને વિષ્ટિકાર ઠરાવીને રાજકાજના દાવપેચ વર્ણી શકાતા નથી તે પણ તું સમજી શકતો નથી અને તેમ છતાં કવિપદ ધારણ કરી બેઠો છે! પણ દાવપેચની મૂર્તિરૂપ કૃષ્ણને વિષ્ટિકાર વર્ણવીને હું તારા કાવ્યને છક્કડ ખવરાવું છું તે તું જો!

પ્રેમાનંદે રત્નેશ્વરને મરાઠી જેવી કવિતા કરવાનું સોંપ્યું હતું, પણ મોરોપંત કે વામન જેવી ગૂજરાતી કવિતા કરીને તે પ્રેમાનંદને પ્રસન્ન કરી શક્યો નહિ. રત્નેશ્વરની કાવ્યશક્તિ વિષે પ્રેમાનંદનું ઊચું મત હતું તથા એવો શિષ્ય પોતાને છે તેથી પોતે તેને માટે મગરૂર હતા તથાપિ તેણે પોતાની પ્રતિજ્ઞા પાળી છે એમ પ્રેમાનંદે કદી કહ્યું નથી. પણ જે કામ પ્રેમાનંદના બીજા શિષ્યોએ ન કર્યું તે વલ્લભે કર્યું. તેણે હિંદીના જેવી ગૂજરાતી ભાષામાં ઉત્તમ કવિતા કરીને પ્રેમાનંદને ખુશ કર્યા. ગૂજરાતી ભાષાના સાહિત્યનો વધારો કરવા માટે પ્રેમાનંદનો મોટો પ્રયાસ હતો અને તે પોતાની ઇચ્છા પ્રમાણે થાય નહિ ત્યાં સુધી પાઘડી ન પહેરવી એવી તેની પ્રતિજ્ઞા આપણે પ્રેમાનંદના ચરિત્રમાં વાંચી ગયા છીએ. વલ્લભે હિંદીભાષાનાં કાવ્યો જેવું એક કૃષ્ણવિષ્ટિ કાવ્ય રચીને પ્રેમાનંદને બતાવ્યું તે જોઇને પ્રેમાનંદ અતિ પ્રસન્ન થયા અને વલ્લભને કહ્યું કે, હું તારા આ કાવ્યથી ઘણો પ્રસન્ન થયો છું અને તેથી તું જે માગે તે હું તને આપું. વલ્લભે કહ્યું હું જે માગીશ તે તમારાથી નહિ અપાય. કવિએ કહ્યું હું જરૂર આપીશ, ત્યારે વલ્લભે કહ્યું તમે જે કાર્યને માટે પ્રતિજ્ઞા લીધી છે તે કાર્ય મેં સિદ્ધ કર્યું એમ તમે પોતેજ કબુલ કરો છો તો લ્યો આ પાઘડી (પાસે પડેલી પોતાની) પહેરો. હિંદી જેવું કાવ્ય કરવાનું તમે ફરમાન કરેલું તે માથે ચઢાવી મેં પણ એવીજ પ્રતિજ્ઞા કરી હતી કે મારે તે

કાર્ય સિદ્ધ કરી પિતાને પાઘડી પહેરાવવી. આ ઉપરથી પ્રેમાનંદે સાથે પાઘડી મૂકી, અને તેથી વલ્લભને અતિ હર્ષ થયો હતો. પરંતુ પોતાની સઘળી પ્રતિજ્ઞા પરિપૂર્ણ ન થવાથી પ્રેમાનંદે પાઘડી પહેરવાનું જારી રાખ્યું નહિ.

વલ્લભે કુંતીપ્રસન્નાખ્યાન, યક્ષ પ્રશ્નોત્તર, કૃષ્ણ વિષ્ટિ, વલ્લભ ઝઘડો, પ્રેમાનંદ કથા, વગેરે ઘણા ગ્રંથ લખેલા છે.

એ સિવાય કરેલા કેટલાક ગ્રંથો અધૂરા રહેલા છે. અધૂરા રહેવાના કારણમાં એમ કહેવાય છે કે, વલ્લભે પોતાના ઉદ્ધત સ્વભાવને લીધે પોતાના પિતાને માઠું લાગે એવું કાંઇક કર્યું, તેથી પ્રેમાનંદે તેને શાપ દીધો કે તારાં પુસ્તક હવેથી પૂરાં થવાનાં નથી. ત્યાર પછીનાં પુસ્તક અધૂરાં છે. એ અધૂરાં પુસ્તકની સંખ્યા પણ મોટી છે.

વલ્લભનું છેલ્લું પુસ્તક પ્રેમાનંદકથા છે. તેમાં તેણે પ્રેમાનંદનું ચરિત્ર રસાલંકારમય વર્ણવ્યું છે. આ પુસ્તકના આરંભમાં તેણે તે પૂરું થવા માટે પિતાની પ્રાર્થના કરી છે. આ ગ્રંથમાં તેણે કોઇ શબ્દ તોડયો નથી કે બગાડયો નથી તેમ બહુધા ગુજરાતી સિવાય બીજી ભાષાના શબ્દો પણ લીધા નથી. તેમ કરવાનું કારણ તે લખે છે કે મારા પિતાને પ્રસન્ન કરવાને મેં આ તેમનીજ ઢબનું પુસ્તક લખ્યું છે.

વલ્લભની કવિતા વિષે પ્રેમાનંદ કવિ વારંવાર તેની પાછળ કહેતા કે મારા ચારે મુખ્ય શિષ્યોમાંથી આણે મારૂં પણ પાલ્યું પણ મારૂં કહ્યું માન્યું નહિ. એના ઉન્મત્ત અને ફક્કડ સ્વભાવને લીધે પ્રેમાનંદ તેને વલ્લભ ગાંડો કહીને બોલાવતા હતા.

પ્રેમાનંદના મરણ પછી તેની મીલકતના ભાગ વહેંચતી વખતે વલ્લભે પોતાના ભાઇ જીવણરામ ( એનું બીજું નામ દુલ્લભ હતું ) ને કહ્યું કે મને કદાચ તું બીજી કાંઇ મિલકત નહિ આપે તો

તેની મારે દરકાર નથી; પણ મહાકવિનાં પુસ્તકો માત્ર મને આપી-દેજો તેથી હું સંતુષ્ટ થઇશ. પુસ્તકોની વેંહેચણ આપણે કરવી નથી કેમકે તેમ થવાથી પુસ્તકો નાશ પામે છે. એ બાબત તેણે રત્નેશ્વરની હકીકત કહી બતાવી કે, રત્નેશ્વરના મુઆ પછી તેના દીકરાએ તેનાં પુસ્તકો વહેંચી લીધાં. પુસ્તકો વહેંચતાં તેનું કરેલું ભાગવત પણ બે ભાગમાં વહેંચાયું જેથી તેના થોડા સ્કંધ એક ભાઇને અને થોડા બીજા ભાઇને મળ્યા અને એવી રીતે આખું પુસ્તક વીંખાઇ ગયું. તેથી તેના કેટલાક સ્કંધ તો બિલકુલ હાથ લાગતા નથી. આથી જીવણરામે પૈસા વગેરે મિલ્કત લીધી અને વલ્લભને થોડાક પૈસા આપી બાકીની મિલકતને બદલે પ્રેમાનંદનાં પુસ્તકો આપી દીધાં. પ્રેમાનંદના મુઆ પછી પણ તેનો મિત્ર માધવશેઠ વલ્લભને આશ્રય આપતો હતો; પણ માધવશેઠના ગુજર્યા પછી વલ્લભને કાંઇ આશ્રય ન હોવાથી તથા કોઇની ખુશામત કરવી નહિ એવો પિતૃવચનને લીધે આગ્રહ હોવાથી પૈસાની તંગી પડી હતી એમ કહે છે. સંતાનમાં તેને એક દીકરી હતી એમ કહેવાય છે પણ તે વિષે કાંઇ ખાત્રી લાયક હકીકત મળી શકતી નથી. પોતાની તંગીના વખતમાં પણ તે કોઇની નોકરી કે યાચના કરતો નહોતો; પુસ્તકો વાંચતો અને ચુપ રહેતો તેથી લોક તેને સુસ્ત કહેતા હતા; પરંતુ કવિતાનાં કામમાં તે ઘણો મહેનતું હશે એમ તેનાં પુસ્તકોજ કહી આપે છે.

વલ્લભને કોઇની સાથે સ્નેહ નહોતો. તેના ગરમ સ્વભાવને લીધે તથા ખરૂં હોય તે ઝટ કહી નાખવાની ટેવને લીધે એને કોઇ સાથે બનતું નહિ તેથી તે ઘણો વખત પોતાના ઘરમાંજ બેશી રહેતો હતો. જમવા ખાવા પણ પોતાની મરજીમાં આવે તો જતો એવો એ દરકાર વિનાનો કવિ હતો.

વલ્લભનું મરણ ક્યારે થયું તે વિષે કાંઇ ચોક્કસ સાલ મળી

# ग्रंथविवेचन.

वल्लभनो आ अद्‌भुत रसनो ग्रंथ छे. एमां आदिथी अंतसुधी अद्‌भुत रसज भरेलो छे. अद्‌भुत रसमां स्थायिभाव विस्मय छे; जेने जोइने विस्मय उत्पन्न थाय एवुं लोकोत्तर ( सामान्य मनुष्यथी बनी शके नहि एवुं ) कार्य ए आलंबनविभाव छे; लोकोत्तर कार्यना गुणोनो महिमा ए उद्दीपनविभाव छे; जड थइ जवुं, परसेवो थवो, रुवां उभां थवां, गदगद वाणी बोलवी, गभराट थवो, नेत्रनो विकास थवो, इत्यादि अनुभाव छे; अने वितर्क, त्वरा, भ्रांति, हर्ष, वगेरे संचारीभाव छे; एवी रीते स्थायिभाव, आलंबन अने उद्दीपनविभाव, तथा अनुभाव, अने संचारीभाव, एवां पांचे अंग सहित अद्‌भुतरस आ ग्रंथमां वर्णायो छे एम ते ग्रंथ वांचतां रसना ज्ञाताओने जणाशे.

आ कवीश्वर प्रथम पचीश मनहर छंदथी मंगळाचरण करे छे तेमांज पोतानुं लोकोत्तर कर्म वर्णवी श्रोताने अद्‌भुत रसनो स्वाद चखाडे छे. प्रथम तो ते पोताना पिताने चंद कवि साथे सरखावे छे अने चंदने मंद गणीने प्रेमानंदने उत्तम गणे छे. एवी उत्तम गणना करवामां ते केवां कारणो बतावे छे ? ते कहे छे केः—चंद कविए भारत जेवडो एक रासो लख्यो, त्यारे प्रेमानंदे बे त्रण भारत थाय एटला ग्रंथो लख्या छे; चंदे राजानी स्तुति करी, त्यारे प्रेमानंदे कोइ मानवीनी स्तुति न करतां इश्वरनीज स्तुति करी; चंद भाटनो पुत्र छे, त्यारे प्रेमानंद ब्राह्मणनो पुत्र छे; चंद छींकतां छींडां पडे एवी देवीनो उपासक छे, त्यारे

આવતી નથી. કદાચ એના બધા ગ્રંથો પ્રસિદ્ધિમાં આવ્યેથી કાંઈ જણાઈ આવે કે અનુમાન કરવાને સાધન મળે. તેના મરણ પાછળ તેનાં પુસ્તકો તથા બીજી માલમતાવડેજ સારો ખરચ થયાનું કહેવાય છે.

આ પ્રમાણે, કવિના જીવનચરિત્રની ટુંકી નોંધ આપણે પૂરી કરીએ છીએ. ખરૂં કહેવામાં નીડરપણું, બિનદરકારી, ફક્કડાઈ, પ્રતિજ્ઞા પાળવામાં દૃઢતા અને ગમે તેમ છતાં પણ પોતાના પિતા પ્રત્યે પૂજ્યભાવ એ તેના ગુણો હતા. ગૂજરાતી ભાષામાં તેણે અનેક ગ્રંથો લખીને તે ભાષાની સારી સેવા બજાવી છે એ તેનું પોતાના દેશી ભાઈઓ પ્રતિ ઉત્તમ કાર્ય છે. જે કવિઓ તંગીમાં નિર્વાહ કરીને પણ પોતાના કાવ્યના વ્યસન પછવાડે સતત મંડ્યા રહે છે અને ધનાદિકની વાંછનાથી કોઈની ખુશામત કરવાને પ્રવૃત્ત થતા નથી તેજ મહાન્ કવિપદને યોગ્ય થાય છે. એ આપણને વલ્લભના જીવનચરિત્રમાંથી શીખવાનું મળે છે. વ્યવહારની મોટાઈ, ધનની અભિલાષા, શ્રીમદાંધની ખુશામત, બીજા રોજગારની આસક્તિ એવા એવા ચિત્તને વ્યગ્ર કરનારા વિષયોને દૂર મૂકીને જેઓ કવિતા દેવીની અનન્ય ભાવે ઉપાસના કરે છે તેમના ઉપરજ તે સુપ્રસાદની વૃષ્ટિ કરે છે અને તેઓજ પોતાના દેશી ભાઈઓને સાહિત્યનાં મીઠાં ફળ ચખાડી ચિરકાળ તેની વાહવાહ અને ધન્યવાદને પાત્ર થઈ સત્કીર્તિના શિખરપર ચઢી ગંધાક્ષત પામે છે.

કવિ વલ્લભનાં કાવ્યો વિષે. રા. જોષીપુરા એ સાક્ષરમાળામાં નીચે પ્રમાણે લખ્યું છેઃ—

" કવિ વલ્લભે શૃંગારાદિ નવેરસમાં લખેલું છે. તેણે ' મિત્રધર્માખ્યાન ' નામનું સ્વકલ્પિત વસ્તુવાળું એક કાવ્ય ઈ. સ. ૧૭૦૪ માં લખેલું. ઈ. સ. ૧૭૨૧ માં કુંતીપ્રસન્નાખ્યાન, ઈ. સ.

૧૭૨૪ માં દુ:શાસનરૂધિરપાન; ઇ. સ. ૧૭૨૫ માં યક્ષ પ્રશ્નોત્તર તથા તે ઉપરાંત કૃષ્ણ વિષ્ટિ, વલ્લભ ઝઘડો, યુધિષ્ઠિર વૃકોદર સંવાદ, પ્રેમાનંદ કથા, વગેરે કાવ્યો પણ લખેલાં છે.

વલ્લભની બાની ઉછળતી તથા ભાષા તીખી તમતમતી તથા સંસ્કારી છે. અભિમાનથી ઉદ્ધત થયેલી, તિરસ્કારથી ત્રાડ પાડતી, તેની શૈલી વાંચનારના હૃદય ઉપર સ્પષ્ટ છાપ પાડી શકે છે, તે પોતે પોતાને "ધૂકડ" રૂપે વર્ણવે છે તેથી તેનાં કાવ્યોમાં પણ ફૂકડાઇના પડો લાગેલા છે......વાગ્પ્રહાર કરવામાં તે કુશળ છે... પોતાનાં વસ્તુઓ મહાભારતાદિમાંથી લઇ, પોતાનો તે તેવી ચોરી કરવા માટે બચાવ કરે છે. તેણે જો કે તે પ્રમાણે વસ્તુઓ લીધેલાં છે; તથાપિ તેમને યથાવિધિ ઘટાવી, રસરંગથી સુશોભિત કરવાનું માન તેને સંપૂર્ણ મળી શકે તેમ છે. વચમાં વચમાં આત્મસ્તુતિ કરતાં તે અટકતો નથી. તે પોતાને પોતાના પિતા કરતાં પણ ચઢીયાતો માને છે. રસ, અલંકાર, શબ્દાર્થ ચમત્કૃતિ, રાગદ્વેષ, જુસ્સો, ઉધ્ધતાઇ, અતિશયોક્તિ, તથા વક્રોક્તિઓથી તેના કાવ્યગ્રંથો ભરપૂર છે...પિતાના અભિમાને તે આંધળો બન્યો હતો અને પોતાની શક્તિએ તેને બેપીકરો બનાવેલો. તેણે રાગ રાગણીઓને હડસેલો મારી, છંદોમાં અને વિશેષતઃ મનહર છંદમાંજ લખેલું છે. તેની વાણીનો વાટ અસ્ખલિત, વેગવાળો તથા રસથી ઉભરાતો છે અને તેનાં કાવ્યોમાંથી દેખાઇ આવે છે કે, તેને મરવા ગૂજરાત માટે અનહદ અભિમાન હતું. સારૂં એટલું ગૂજરાતનું એવું તેનું માનવું હતું.

---

પ્રેમાનંદ જેને કદીએ વાંકું પડે નહિ એવી સરસ્વતી ( ભાષા દેવી ) નો ભક્ત છે. એવાં એવાં કારણો બતાવી પ્રેમાનંદની મહત્તા વર્ણવ્યા પછી પણ ચંદની ઝાટકણી કાઢવામાં આ કવિએ બાકી રાખી નથી. શામાટે વલ્લભે આમ ચંદની પરીક્ષા કરી નાખી તેનું કારણ તો કાંઇ સમજાતું નથી, પણ એમ અનુમાન થાય છે કે ચંદ કવિએ રાસો લખવામાં શબ્દનો બગાડો હદ પારનો કર્યો છે તેથી બીજ-વાણીને આ ફક્કડ કવિએ તેમ કર્યું હશે. કેમકે તે આજ ગ્રંથમાં લખે છે કે—

> " કરી જેની કવિતા નિકંદન તેનું કરાવ્યું,
> પાંચ સાત નારી ભેળી, નર નિપજાવિયો;
> તોડયા શબ્દ છોડયા નહિ, જોડયા કર તોય ઝૂડયા,
> રૂડા રસિકે ન જોયું, ભાવ શો ભજાવિયો !
> પેટ કાજે વેઠ કરી, ઠેઠ તેય પોગી નહિ,
> ખોટ ભુંડી ભર્યકાળે, દેશ આ તજાવિયો;
> ઝવેરી ઝવેર જાણ, કરૂં શાં મુખે વખાણ,
> અંદ ચંદ લખી ચંદ—છંદથી સજાવિયો."
>
> ( જુઓ છંદ ૫ મો ).

આજ જેમ ઘણાક જણ કહે છે કે આપણા દેશમાં રસજ્ઞ થોડા છે, તેમ વલ્લભના વખતમાં પણ તેવા થોડા હતા, એમ વલ્લભના કહેવાથી જણાય છે, ( જુઓ છંદ ૭ મો ). ચંદ જ્યારે એવો હતો ત્યારે રસિકજન તેના રાસાને કેમ વખાણે છે ? એ પ્રશ્નના ઉત્તરમાં તેણે ઉપલી વાત કહી છે અને ગુજરાતમાં રસિકજન નથી માટે તેનો ધિક્કાર કર્યો છે.

મંગળાચરણ કરતાં આની ચંદની નિંદાનો પ્રસંગ વર્ણવ્યો છે તે યોગ્ય છે કે કેમ ? તેનું નિરાકરણ કરવાને પ્રથમ પૂર્વપક્ષ રૂપે

એક છંદ ( જુઓ છંદ ૧૫ મો ) લખીને પછી તેના સમાધાન માટે પોતે કેટલાક છંદ લખ્યા છે. પ્રસંગ એવો વર્ણ્યો છે કે જે વખતે વલ્લભ ચંદની નિંદા લખતો હતો તે વખતે આકાશમાંથી એક પત્ર પડે છે અને વલ્લભને તેના એવા કામ માટે ઠપકો આપે છે. વલ્લભ તે પત્ર દેવોએ મોકલ્યો છે એમ જાણીને દેવની સામે વેર લેવા તૈયાર થાય છે, અને દેવની મૂર્તિઓ પોતાના ઘરમાં હતી તેને ભાગવા માંડે છે. એવામાં તેના પિતા પ્રેમાનંદ આવે છે એટલે તે કામથી અટકી જાય છે. પછી પ્રેમાનંદ ખુલાસો કરે છે કે ચંદ પ્રાચીન છે માટે ઉત્તમ છે. પ્રાચીન ગ્રંથકારોને જે વિઘ્ન નડર્યાં છે તે અર્વાચીનને નડતાં નથી; કેમકે તેઓ જે માર્ગ પાડી ગયા હોય છે તે માર્ગે અર્વાચીનો ચાલે છે, તેમાં માન અર્વાચીનને ઘટે કે પ્રાચીનને ? તે તુંજ વિચાર કર, ઇત્યાદિ પિતાના વચનથી વલ્લભ સંતોષ ન પામતાં તેના પણ રદીઆ આપે છે ખરો, પરંતુ પિતાની મર્યાદાને લીધે શાંત થઇ ગ્રંથનો આરંભ કરે છે.

અહીં પણ દેવની સાથે વેર લેવા રૂપ લોકોત્તર કાર્ય વર્ણીને વલ્લભે સૂચવ્યું છે કે આ ગ્રંથમાં હું અદ્દભુત રસ વર્ણીશ !

પાંડવોએ પોતાની માતા કુંતીને ઐરાવત હાથી ભૂમિપર લાવી દેખાડીને પ્રસન્ન કરી છે, માટે આ કાવ્યનું નામ "કુંતિપ્રસન્નાખ્યાન" રાખ્યું છે. આ ગ્રંથ કાવ્યના ગુણોએ યુક્ત હોવા છતાં તેનું નામ આખ્યાન રાખ્યું છે.* આ ગ્રંથમા કાવ્યના ગુણો છે કે કેમ, તે યોગ્ય જગાએ જોઇશું.

---

* કવિ પોતાના ગ્રંથને આખ્યાયિકા નામ આપે છે. તેનું લક્ષણ સાહિત્યકાર લખે છે કેઃ—

आख्यायिका कथा वत्स्यात्कवेर्वंशादि वर्णनम् ।
यस्यामन्यकवीनां च वृत्तं गद्य क्वचित् क्वचित् ॥

બહુધા આ કવિએ ભારતમાંનાંજ આખ્યાન લખ્યાં છે, તેમ આ પણ તેમાંથી લખ્યું છે. એમ પ્રથમદર્શનથી માલમ પડે છે. પરંતુ ભારતમાં આ ગ્રંથ વર્ણાયલો પ્રસંગ કહીં જોવામાં આવ્યો નથી. પાંડુરાજા, તેની માદ્રી અને કુંતી સ્ત્રીઓ, પાંડવદાહ, મયસભાનિર્માણ. એ વગેરે પ્રસંગ તો બેશક ભારતનાજ છે, પણ ઈંદ્ર સાથે લડીને ઐરાવત આણવાનો પ્રસંગ કવિનો સ્વકલ્પિત હોય એમ લાગે છે, જો એમ હોય તો કવિના આ અદ્દ્ભુત રસના ગ્રંથનું વસ્તુ ( ઇતિવૃત્ત ) જેમ અદ્દ્ભુત છે તેમ તેની કલ્પના પણ અદ્દ્ભુત છે, એમાં સંશય નથી; કેમકે પુરાણોમાં જે જે વાતો વર્ણાયલી છે તથા સામાન્ય ધર્મશ્રદ્ધાળુ જનમંડળ જે વાત બની હશે, એમ સત્ય માને, તથા જે વાત બની શકે એવી છે, એમ પુરાણોમાંનાં પ્રમાણથી સાબિત કરી શકાય. એવીજ વાત કવિએ કરી કાઢી છે અને તે પ્રસંગને હાથ ધરીને શ્રોતાઓને અદ્દ્ભુત રસમાં ડૂબાવી દીધા છે ! અસ્તુ. તે હવે શી રીતે ગ્રંથ શરૂ કરે છે તે જોઇએ.

---

कथांशाना व्यवच्छेद आश्वास इति बध्यते ।
आर्या वक्त्रापवक्त्राणां छंदसायेन केनचित् ॥
अन्यापदेशेनाश्वासमुखे भाव्यर्थसूचनम् ।

અર્થઃ-" જેમાં કથાની પેઠે કવિના વંશ વગેરેનું વર્ણન હોય તેને આખ્યાયિકા જાણવી. વળી એમાં કોઇ કોઇ બીજા ઠામે કવિઓ એ કરેલા છંદ કે ગદ્ય હોય છે. એની કથાના વિભાગને " આશ્વાસ " નામ આપેલું હોય છે. તેમાં આર્યા, વક્ત્ર, અપવક્ત્ર, એ છંદોમાંથી ગમે તે છન્દથી રચના કરી હોય છે તથા તેમાં બીજાના અપદેશથી આશ્વાસના આરંભમાં ભાવિ કથાના અર્થનું સૂચન કર્યું હોય છે. "

આ કાવ્યમાં કવિના વંશનું વર્ણન છે અને તેમાં તેનો વંશ બીજા કવિ ચંદના કરતાં ઉત્તમ છે એમ પણ જણાવ્યું છે. ગદ્ય પણ કોઇ ઠામે નથી. કથાના અશંનો વ્યવચ્છેદ પણ " આશ્વાસ " કે એવા બીજા કોઇ

પાંડુરાજાને કુંતી અને માદ્રી બે સ્ત્રીઓ હતી. પાંડુરાજા પંડ-રોગિયો હતો. તેથી તેણે પોતાની સ્ત્રીઓને ક્ષેત્રજપુત્ર ઉત્પન્ન કરવાની આજ્ઞા આપી, તેથી તે સ્ત્રીઓએ ધર્મ વગેરે દેવોને બોલાવી પાંચ પુત્ર ઉત્પન્ન કર્યા: ત્રણ કુંતીએ અને બે માદ્રીએ. પછી પાંડુ મરી ગયો ત્યારે માદ્રી સતી થઇ અને કુંતી પુત્રોને લેઇને નગરમાં ગઇ. ત્યાં આ પાંચ કુમારો ઉછર્યા, પણ તેમના પિત્રાઇ કૌરવોએ તેમને મહામહા દુઃખ દીધું. તેમને લાક્ષાગૃહમાં બાળવાને માટે પૂર્યા, ત્યાંથી તેઓ નાશી ગયા અને દ્રૌપદીને વર્યા. એ વાત જાણીને ધૃત-રાષ્ટ્રે તેમને ઇંદ્રપ્રસ્થનું રાજ્ય આપ્યું; પાંડવોએ દિગ્વિજય કર્યો. આ બધી વાત કવિએ સંક્ષેપમાં વર્ણી છે પણ તે એવી વિચિત્ર ભાષામાં વર્ણી છે કે વાંચનાર સાંભળનારને તેમાં પદે પદે સ્મિત થયા વિના રહે નહિ.

---

નામથી કર્યો નથી. આર્યા, વક્ત્ર, અપવક્ત્રને ઠામે કવિત આદિ છંદોથી ગ્રંથ બાંધ્યો છે અને આશ્વાસના આરંભમાં બીજાના અપદેશ વડે ભાવિ કથાનું સૂચન પણ નથી. ત્યારે એને આખ્યાયિકા નામ ઘટે છે કે કેમ ? દંડી કહે છે કેઃ-

" अत्रैवान्तर्भविष्यन्ति शेषाश्चाख्यानजातयः । "

અર્થ-" આખ્યાનની બીજી જાતિઓનો આમાંજ સમાવેશ થઇ જશે ".

એ ઉપરથી જણાશે કે આખ્યાનની પણ બીજી જાતિઓ છે, અને તે જાતિઓ હોય પણ ઉપર કહેલું આખ્યાનનું સામાન્ય લક્ષણ તો તેમાં હોવુંજ જોઇએ. અને ન હોય તો તે ગ્રંથ આખ્યાનજ છે કે કોઇ કાવ્ય રચનારથી સંયુક્ત ગ્રંથને તેણે વિનયની ખાતર એવું સાધારણ નામ આપ્યું છે ? કવિ પોતાના કાવ્યને કાવ્ય કહીને સ્વપ્રશંસા કરવાથી દૂર રહે છે અને સાદું આખ્યાન નામ આપી તેને તેનું યથાર્થ નામ આપવું રસજ્ઞને માટે બાકી રાખે છે. દુઃશાસનરૂધિરપાન આખ્યાનમાં મંગળાચરણ કરતાં તેણે એ વિષે નીચે પ્રમાણે કહ્યું છેઃ-

બીજો પ્રસંગ ખાંડવવન દાહનો છે. કૃષ્ણ અને અર્જુનની પાસે બ્રાહ્મણવેષે અગ્નિ આવી માગણી કરે છે કે મને અજીર્ણ થયું છે માટે ઇંદ્રનું ખાંડવવન મને આપ. આ ઉપરથી અર્જુન અને કૃષ્ણે મળી ખાંડવવન બાળ્યું. તે વખતે વનમાંથી નાસતા મયદાનવને અર્જુને બચાવ્યો તેથી તેણે એક અદ્દભૂત સભા પાંડવોને રચી આપી.

દેવના વનને બાળવું તથા ઇંદ્રને જીતવું, એ માણસે અલૌકિક કામ છે માટે અહીં પણ કવિએ અદ્‌ભુત રસ વર્ણ્યો છે.

---

"નામ કાવ્ય રાખી દેવું આતો મારૂં કાવ્ય કાવ્ય,
એતો રૂપ સાકરનું, લઇ કીર્તિ આવી છે;
મહા કાવ્ય મહા કાવ્ય, લખ્યાં લખ્યાં મહા કાવ્ય,
મુખથી જણાવે મૂઢ, શોભા તો ગુમાવી છે;
નાટકનાં ચેટક તો, લાગે ખેટક શો થયો,
ભલે દેવગીરા હોય, મહત્તા ગુમાવી છે;
પારસ વિના ઉચ્ચાર, અરકી સુવર્ણ કરે,
મન રીખ એહ ધારી, કવિતા ફૂલાવી છે; ૧
જો વાલ્મીકિ રામાયણ, લખી નામ સાદું રાખ્યું,
તત્ત્વ દર્દું માહિ આદિ, કાવ્ય તે ઠેરાવી છે;
કૃષ્ણદ્વૈપાયનનું, ભારત અપાર ભારે,
કવિઓ તણો કોઠાર, માળ એ પેરાવી છે;
પૃથીરાજ રાસો ચંદ, નામ સાદું લખી ગયો,
તો કવીશ્વર કયે, મેં'લ એ મેરાવી છે;
માઘ રઘુ કે કિરાત, કુમાર સંભવ કાવ્ય,
મહા કાવ્ય નૈષધ શું, કવી એ ઠેરાવી છે; ૨
નથી નામ રાખ્યાં તેણે, ઉપદેશ્યો એણે વેણે,
વલ્લભે આખ્યાન નામ, રાખ્યું રીખ લાવી છે;
હીરો મણિ પ્રકાશીને, ઓળખ કરશે રૂડી,
ગૂઢ કવાચિ છૂપી રહે, કાઢી બા'ર આવી છે;

આની પછી મયરચિત સભાનું અદ્દભૂત વર્ણન છે. ભૂલોક ઉપર જે બનવું કઠણ તેવું એમાં વર્ણ્યું છે, એ એમાં વિસ્મય ઉપજાવનારું છે માટે અહીં પણ અદ્દભૂત વર્ણ્યો છે. આ સભાનો પ્રસંગ એ જાણે આ ગ્રંથના ઉપોદ્દ્ઘાતનો છેલ્લો પેરેગ્રાફ છે કેમકે અહીંથી ખરેખરો ગ્રંથ શરૂ થાય છે.

મયદાનવે પાંડવોની સભામાં જળને ઠામે સ્થળ અને સ્થળને ઠામે જળનો દેખાવ આપ્યો હતો. આ દેખાવ શી રીતે આપી શકાય તે વિષે કવિએ બહુ સારી કલ્પના કરી છે. પોતાની માતા કુંતીને સભા દેખાડતા દેખાડતા ભીમ અને અર્જુન ચાલે છે તેવામાં ઐરાવતની પ્રતિમા કુંતી જુએ છે અને જ્યારે એવો પ્રત્યક્ષ હાથી સ્વર્ગમાં છે એમ તે જાણે છે ત્યારે સ્વર્ગનો હાથી ભૂમિપર લાવી દેખાડવાની હઠ કરે છે. આ ન બને એવું અલૌકિક કાર્ય કરવાને પુત્રો આનાકાની કરે છે પણ માતા પોતાની હઠ છોડતી નથી. કુંતી જેવી રાજમાતા આમ સામાન્ય સ્ત્રીઓની પેઠે હઠ કરે, એ ઠીક લાગતું નથી, તથાપિ આગળ વાંચતાં જણાય છે કે એવી હઠ કરવામાં કુંતીનો કાંઇ રાજકીય ઉંડો ભેદ છે, ત્યારે એ શંકા નિવૃત્ત થઇ જાય છે. આ પ્રસંગમાં કવિએ અદ્દભૂત રસ સ્પષ્ટ સમજાવવાને તેના સ્થાયિભાવ, વિભાવ, અનુભવ સંચારીભાવ, દેવતા, અને વર્ણ, એ સર્વે ક્રમવાર વર્ણ્યાં છે. જુઓ છંદ ૮૬-૮૯ )

સ્વર્ગમાંથી ઐરાવત કેમ લાવવો એ વિચારમાં સહાય કરવાને ઇંદ્રના તુંબરૂ ગંધર્વને બોલાવી તેનાથી વાદ્દેકારી મેળવી અર્જુને બાણ ઉપર એક પત્ર સ્વર્ગમાં મોકલી તેનો ઉત્તર મંગાવ્યો. અહીં સ્વર્ગની સભાનું તથા દેવોના વાદવિવાદનું બહુ ત્મૂજી વર્ણન આપેલું છે.

ઇંદ્રે ઉત્તર આપ્યો કે "સ્વર્ગમાં આવીને હાથી લેઇ જાઓ,"

તે ઉપરથી અર્જુને સ્વર્ગ સુધી બાણુનો સેતુ ( અથવા નીસરણી ) બાંધવા માંડયો. તે વખતે દેવો તેની સાથે યુદ્ધ કરવા અને સેતુ તોડવા આવ્યા, તેમને ભીમ તથા અર્જુને હરાવ્યા ! કવિએ અહીં ઉત્પ્રેક્ષાઓ કરી છે કે તે દિવસથીજ અગ્નિ જમીનમાં પેશી ગયો છે, સૂર્ય અધવચ અટકી ગયો છે. ચંદ્ર કલંકિત થયો છે, અને અશ્વિનીકુમારની દવાઓ, વૈદ્યોને હાથ લાગી છે !

ભીમાર્જુન સ્વર્ગમાં ગયા પછી તેમને ઐરાવત ન આપવાને દેવોએ એક પછી એક એમ અનેક યુક્તિ પ્રયુક્તિઓ કરી, પણ તેમાં ન ફાવ્યા; ત્યારે હાથીને ગાંડો કરીને છોડી દીધો અને ભીમા અર્જુનને કહ્યું કે તમે પકડી લ્યો. આ વાત પણ તેમણે કબૂલ કરી. અહીં કવિએ ઐરાવતનું તથા ભીમાર્જુનનું અદ્દભુત યુદ્ધ વર્ણવ્યું છે ! હાથીનો પરાજય થતો જોઇ દેવોથી ન રહેવાયું અને એક વીરની સાથે ઘણા જણ યુદ્ધ કરવા લાગ્યા તેમાં પણ દેવો હાર્યા ત્યારે તેમણે હાથી આપવાનું કબૂલ કર્યું !

આકાશમાંથી ઉતરતા ભીમાર્જુનનું વર્ણન કવિએ એવું આબેહુબ કર્યું છે કે તેથી કવિની રસરચના વિષે બહુ ઉમદા વિચાર ઉપજે છે. સામાન્ય લોકો ભીમાર્જુનને ઉતરતા જોઇને જે જે કલ્પનાઓ કરે છે તે વર્ણીને તો કવિએ હદ વાળી છે ! હાથીને જોઇને જે વિસ્મય થયો તેનું વર્ણન પણ કવિએ અદ્દભુત રીતે કર્યું છે. તે કહે છે કે ઐરાવત હાથીને જોઇને તેને કોઇ વિચિત્ર પ્રાણી સમજી પ્રથમ તો સૌને વિસ્મય પ્રકટયો; પણ પછી જ્યારે તેને ઐરાવત જાણ્યો ત્યારે તે વિસ્મય નાશી ગયો; નાશીને કયાં ગયો ? લોકાંતરમાં—અર્થાત્ જોનારાના મનમાં !

વળી પ્રતિમાનો હાથી અને ખરો હાથી ઓળખાતા નથી એવો પ્રસંગ વર્ણીને પ્રતિમાની કારીગરીની અદ્દભુતતા વર્ણી છે.

એવી રીતે આ ગ્રંથ પૂરો કરતાં છેવટે એક માગણકવિની વલ્લભે મશ્કરી કરીને કેવળ ધન મેળવવાના હેતુથી લોકોની સ્તુતિ કરનાર કવિઓને બોધ કર્યો છે. ક્યા માગણકવિની મશ્કરી કરી છે તે કહેવા કરતાં આ એક ચરણથી વાંચનાર જાણી જશે—

"શિખિસમ દાનેશ્વરી, નૃપ અમ ટેક રખી–
દા કનેથી દાન લેવું, ખલુ લેઉં ના જરી!
ઇ૦ ઇ૦ ઇ૦

(જુઓ છંદ ૨૦૨)

આ અદ્‌ભુત રસના ગ્રંથની અંતે કવિએ મત્સ્ય રૂપી ભગવાનનું વર્ણન કર્યું છે. કવિ પોતાના દરેક રસના ગ્રંથમા તે રસને અનુકુળ વિષ્ણુના એક એક અવતારનું વર્ણન કરે છે, તેમ મત્સ્યાવતાર એ અદ્‌ભૂતરસનું આલંબન હોવાથી આ ગ્રંથમાં તેનું વર્ણન છે.

આ ગ્રંથમાં ઠામ ઠામ અદ્‌ભૂતરસનું વર્ણન જૂદા જૂદા પ્રસંગથી થયેલું જોવામાં આવે છે; સામટો ગ્રંથ લેતાં કુંતી અને બીજાં જોનારાંનો વિસ્મય એ આ ગ્રંથમાં સ્થાયિભાવ છે; ઐરાવત એ આલંબન વિભાવ છે; તેની સાત સુંડો, સ્વર્ગમાંથી પૃથ્વીપર આવવું, ધોળો રંગ, અતુલ બળ, ભીમાર્જુનનું સ્વર્ગમાં સેતુ બાંધીને જવું, ઐરાવત સાથે યુદ્ધ કરવું, વગેરે ઉદ્દીપન વિભાવ છે; કુંતી વગેરેની જડતા, રોમાંચ ગદગદવાણી અને ત્રાસનું નાસવું વગેરે જે ગ્રંથમાં વર્ણાયાં છે તે અનુભવ છે; જોનારના વિતર્ક, તેમની ભ્રાંતિ, એ વગેરે સંચારી ભાવ વર્ણાયા છે; અને એવી રીતે આ ગ્રંથમાં અદ્‌ભૂત રસ પરિપૂર્ણપણે વર્ણાયો છે. વલ્લભની ભાષા કવિતા અને શબ્દાલંકાર, અર્થાલંકાર વગેરેની રચના વિષે તેના

પાછલા ગ્રંથોના વિવેચનમાં લખ્યું છે તે અહીં પણ લાગુ પડે છે, માટે તે વિષે કાંઇ વિશેષ બોલતા નથી. ગુજરાતી ભાષા, જેમાં થોડી મુદત ઉપર સાહિત્યને લગતો એકાદ ગ્રંથ શોધવો હોય તો સારા સારા વિદ્વાનોને પૂછપરછ કરવી પડે, તેમાં આજે આ સત્તાવીશમો ગ્રંથ પ્રકટ થયેલો જોઇને ગુજરાતી ભાષાનો ઉત્કર્ષ ઇચ્છનારા વિદ્વાનો અને રસજ્ઞો બેશક આનંદ પામશે.

---

श्रीजगदीश्वरायनमः

वल्लभकृत

# कुंतिप्रसन्नाख्यान.

प्रणम्य प्रतिघजितं.

---

## કવિત.

ચંદે છંદબદ્ધ રચ્યો, રાસ આશ આણી ઉર,
પ્રેમાનંદ આગે મંદ, ગતિ તેની લેખિયે;
ભારત સમું પ્રમાણ, રાસાના તમાસા જાણો,
કરર્યાં, ભારત બે ત્રણ, આરત ઉવેખિયે;
પૃથ્વીશ પ્રશંસા કથી, માન શેનું મોધું તેમાં ?
પ્રેમાનંદની કવિતા, સવિતાશી પેખિયે;
બ્રાહ્મણથી ભાટ થયા, વંશજ વિધિના આ તો;
કવીશ્વરના પિતાથી, ચંદ મંદ દેખિયે.

---

વલ્લભ કવિ કુંતીપ્રસન્નાખ્યાન નામે કાવ્ય લખતાં પોતાના પિતા: મહાકવિ પ્રેમાનંદને પ્રણામ કરી પછી પ્રશ્ન સારૂપ મંગળાચાર કરેછે; પ્રણમ્ય | શ૦—પ્રતિઘજિતં ( ક્રોધને જીતનાર—પ્રેમાનંદને ) પ્રણમ્ય ( નમીને ). ચંદે અ૦—ચંદકવિએ ( કીર્તિ વગેરેની ) આશા મનમાં આણીને છંદબદ્ધ રાસ ( રાસો ) રચ્યો, પણ પ્રેમાનંદ કવિ [illegible] તેની ગતિ મંદ છે એમ જાણે

## ભારતી ભક્ત.

બિચારો બારદિયો, જે, દેવીભક્ત દુનિયા કે',
ભોગ આપે અજાકેરો, ડરે ચારણ઼લથી;
મદિરામાં મસ્ત બન્યા, જોજો ચંદજી ચતુર,
સાંગ્ઠન લગાડી લઇ, રીઝ્યા રજ ફૂલથી;
ભાડ કરી અટો કહ્યું, દેવીએ સંકષ્ટ દહ્યું,
પ્રસન્ન થૈ પૂરેપૂરી, વેધી અંગ શૂળથી;
પત રાખી બાંનાકેરી, બારદિયો ત્યારે બનાવ્યો,
ભારતીના ભક્તને તે, મળે કિયા મૂળથી ? ૨

---

લેખીએ છીએ. રાસો કેવડો મોટો વધ્યો છે તે કહે છેઃ ચંદે લખેલા રાસાનહ લંબાણ તો જુઓ ! તેનું પ્રમાણ ભારત સખું છે—એક લક્ષ શ્લોકનું પૂર છે. પણ પ્રેમાનંદે તો તેવાં બે ત્રણ ભારત (ભારત જેવડાં મોટાં કાવ્યો) લખ્યાં છે; અને એટલા માટે અમે ચંદની (કીર્તિ વગેરેની) આરત (ઇચ્છા) ને ઉવેખીએ (તુચ્છ ગણીએ) છીએ. પૃથ્વીશ ઇ૦—ચંદે પૃથ્વીશ (રાજા—પૃથુરાજ) ની પ્રશંસા પોતાના રાસામાં કથી છે તેમાં તેને મોંઘું માન શાનું અપાય ? પણ પ્રેમાનંદની કવિતા તો સવિતા સરખી નિર્મળ અને પ્રતાપી છે—રાજાદિકનાં વખાણરૂપ મલિનતા વિનાની તથા સ્વતંત્ર હોવાથી). બીજી રીતે ચંદ કરતાં પ્રેમાનંદની ઉત્તમતા કહી બતાવે છેઃ બ્રાહ્મણથી ઇ૦—ભાટનો બ્રાહ્મણથી થયા છે માટે બ્રાહ્મણ કરતાં ઉતરતાજ છે અને બ્રાહ્મણ તો વિધિ (બ્રહ્મદેવ) ના વંશજ છે; એવા કારણને લીધે કવીશ્વર (વલ્લભ) ના પિતાથી ચંદ કવિ (જાતે ભાટ) ને મંદ દેખીએ છીએ. પ્રેમાનંદને ચંદ કવિ કરતાં ઉત્તમ તથા બે ત્રણ ભારત જેટલા કાવ્ય લખનાર વર્ણીને શ્રોતાનો વિસ્મય જાગ્રત કર્યો છે માટે આ ગ્રંથમાં વર્ણવાના અદ્ભુત રસનું કવિએ સૂચન કર્યું છે.

૨ ચંદકવિ દેવીભક્ત હતો. પૃથ્વીરાજરાસો લખતા પહેલાં તે દેવીના મંદિરમાં તેની આરાધના કરવા બેઠો હતો; પણ દેવીની કંઇ

પૂજા કરતાં પરોઢે, ચતુરાની ચૂક પડી,
યવન ઉપાયા આઇ, ભક્ષી ગયા ભક્તને;
ચંડી ઠંડી પડી નહિ, મંડી ખંડી મારવાથી,
આર્યાવર્ત તર્ત તોડયો, જાહેર છે જક્તને;
ભારતીએ ભક્ત પે'લો, જાણીને લીધો જીવાડી,
આરતી અતિશે પૂરી, બની અનુરક્તને;
ચંદ થઇ ગયો મંદ, ગ્રંથ રાખ્યો જીવતો તે,
ભારતીના ભક્ત આગે, કોણ લેખે શક્તને ! ૩

---

ચૂક પડવાથી દેવીએ તેને શાપ દીધો હતો. એ વાતને ઉદ્દેશીને વલ્લભ દેવીભક્ત ચંદ કરતાં ભારતી ( સરસ્વતી ) ભક્ત પ્રેમાનંદને વખાણે છે: બિચારો ઇ૦ બરદિયો—('ચંદબરદાઇ' એવું તેનું ઉપનામ હતું માટે) રાજાના સ્તુતિપાઠ બોલનારા ભાટને બરદિયા કહે છે. અહીં, બરદિયો શબ્દ વક્રોક્તિ અને શ્લેષથી કવિએ 'બળદિયા'ના અર્થમાં વાપર્યો છે. કાંચન–(રાપરૂપી) કલંક. રક્તફૂલથી—રાતા કરેણના પુષ્પથી.(કંકુની) આડ કરી—અહો કહ્યું—' આદ્યા ભવાની ' કહીને સ્તુતિ કરી. 'અહો ભવાની' ઢીજડા બોલે છે, માટે ચંદપ્રતિ વક્રોક્તિ. વેધી ઇ૦—જ્યારે ચંદે પોતાના અંગને શૂળથી વીંધ્યું ત્યારે દેવી પ્રસન્ન થઇ. મળે ઇ૦—ભારતીના ભક્ત પ્રેમાનંદને તે ચંદ કયા મૂળથી ( કયા કારણથી ) મળે—મળતો આવે ? અર્થાત્ દેવીભક્ત ચંદ ભારતીભક્ત પ્રેમાનંદની બરોબરી કરી શકે નહિ.

૩ ચતુરાની—દેવીની ઉપાયા—ઉપજાવ્યા. આઇ—દેવીએ. ભક્ષી ગયા —અર્થાત્ યવનોના નિમિત્તથી છેવટે ચંદ મરાયો. ભક્તને—ચંદને. મંડી ઇ૦—એવી રીતે મંડીને ખડી મારવાથી ચંડી ( દેવી ) ઠંડી પડી નહિ, પણ તેણે આર્યાવર્ત દેશ યવનોને હાથે તોડયો. ભારતીએ ઇ૦—દેવીએ જ્યારે આમ પોતાના ભક્તનો નાશ કર્યો ત્યારે ભારતીએ પોતાના ભક્તને ( પ્રેમાનંદને ) સૌથી પહેલો ( મુખ્ય ) જાણીને જીવાડી લીધો —ઘણા વર્ષનું આયુષ્ય આપીને પછી ગ્રંથદ્વારા અમર કર્યો. આરતી— આરત—ઇચ્છા. શક્તને—શાક્તને—શક્તિભક્ત ચંદને.

પ્રેમાનંદ પિતા મારા, ભારતીના પૂરા ભક્ત,
બર્દિયાને બાંધી ઘંટ, લખે રાસા લાખને,
પ્રેમ ને આનંદ બંને, લાંચ્છન વિનાના લજ્જ,
કહો મોટા કોણ ત્યારે, સાચી દઇ સાખને !
સરસ્વતી સુત થયા, પછે નવ પૂજ્યાં કોઇ,
દેવ દેવી રહ્યાં સુઇ, બળી થયાં રાખને;
સ્વધર્મ એ સાચો માન્યો, પરધર્મ પૂજ્યો નહિ,
ભારતીના ભક્ત થતાં, મારવી ન માખને ! ૪

## રસિકારસિક.

કવી જેની કવિતા, નિકંદન તેનું કરાવ્યું,
પાંચ સાત નારી ભેગી, નર નિપજાવિયો;
તોડયા શબ્દ છોડયા નહિ, જોડયા કર તોલ ઝૂડયા,
રૂપ રસિકે ન જોયું, ભાવ શો ભજાવિયો !

---

૪ બર્દિયાને ઇ૦—જેનું નામજ બર્દિયો (બળદિયો) છે તે મારા પિતા તેને ગળે ઘંટ બાંધે એવા છે. અર્થાત્ તેનાથી અધિક પ્રતાપી છે. લજ્જ—શબ્દ. સરસ્વતી ઇ૦—મારા પિતા સરસ્વતીના સુત (પુત્ર) થયા પછી તેણે કોઇ (બીજાં દેવ દેવી વગેરે) ને પૂજ્યાં નહિ. અર્થાત્ તે શારદાના અનન્ય ભક્ત હતા. સ્વધર્મ ઇ૦—મારા પિતાએ પઠનપાઠન એવો જે સ્વધર્મ, તે સાચો માન્યો, અને એ વિના બીજો યુદ્ધાદિ પરધર્મ માનીને તેને પૂજ્યો નહિ ! "स्वधर्मे निधनं श्रेय. परधर्मो भयावहः" —"પોતાના ધર્મમાં મૃત્યુ થાય તે સારું, પણ પરધર્મ આચરવો એ ભયંકર છે" એવા ગીતાના વાક્યનું અનુસરણ કર્યું. અર્થાત્ યુદ્ધ કરવું એ ક્ષત્રિયનો ધર્મ છતાં ચંદ તેમાં સામેલ થયો માટે એણે પરધર્મ આચરી ગીતાના વાક્યનું ઉલ્લંઘન કર્યું છે; અને મારા પિતાએ તેમ નથી કર્યું માટે ચંદ કરતાં પ્રેમાનંદ શ્રેષ્ઠ છે.

પેટ કાજે વેઠ કરી, ઠેઠ તેય પો'ચી નહિ,
બેટ ભુંડી મર્ણકાળે દેશ આ તજાવિયો;
ઝવેરી ઝવેર જાણુ, કરૂં શાં મુખે વખાણુ,
મંદ ચંદ લખી ચંદ-છંદથી સજાવિયો. ૫

ભારે ભાર ભાટફેરો, વધતો વધારી દીધો,
ચંદના તો છંદ ભાખ્યા, ધન્ય છે રસિકને;

૫. કાવ્યશાસ્ત્રનો નિયમ છે કે મુખ્ય નાયકનો વધ કાવ્યમાં સૂચવવો નહિ. ("नाधिकारीवधंक्वापि"—દશરૂપ.) એમ છતાં પણ ચંદે રાસામાં પૃથ્વીરાજનો વધ સૂચવ્યો છે તે દોષ છે. પાંચ સાત ઈ૦—પાંચ સાત નારી (ભાષાઓ) ભેળીને તેણે નર (રાસો) નિપજાવ્યો છે—લખ્યો છે તે પણ દોષ છે. એકજ કાવ્ય ગ્રંથમાં એકજ ભાષાનું પ્રાધાન્ય જોઇતું હતું. અને એમ પાંચ સાત ભાષાઓ એકઠી કરવા છતાં પણ તેણે શબ્દો તોડયા છે—બગાડયા છે. તેમને છોડયા નહિ—બગાડતાં જતા મૂકયા નહિ; તે શબ્દોએ હાથ જોડયા તોપણ ઝૂડયા—બગાડયાજ. શબ્દો બગાડવા એ પણ એક દોષ છે. હિંદુસ્તાનના રસિક લોકોએ એવા ચંદના દોષ ન જોયા તથા તેણે ગ્રંથમાં શો ભાવ બતાવ્યો છે તે પણ ન જોયું, અને તેને વખાણ્યો !! તેણે પરોપકારાર્થે ગ્રંથ લખ્યો માટે વખાણ્યો હશે ? તો તેમ પણ નથીઃ પેટ ઈ૦. ઠેઠ ઈ૦—તેવી વેઠ પણ ઠેઠ પોહોચી નહિ—સિદ્ધ થઇ નહિ. (મૃત્યુ થયું માટે). વળી મરણકાળે પુણ્યશાળીને સાધુસંત, બ્રાહ્મણ, કે ઈશ્વરનું રૂપ નજરે પડે છે તેવું ન થતાં ચંદને તો ભુંડી બેટ થઇ—યવનો નજરે પડયા ! આ દેશ પણ તજવો પડયો ! એમ છતાં પણ ઝવેરના જાણુ (પરીક્ષક) ઝવેરીઓનાં (રસિકોનાં) મુખે શાં વખાણ કરૂં ! ચંદને મંદ લખીને (જોઇને) પણ "ચંદછંદ" એવા વાકયથી તેને સજાવિયો—અલંકૃત કર્યો !! "चंदछंद, पदसूरके, दुहो बिहारीदास; चोपाई तुलसीदासकी, केशव कवितविलास." એ કહેવતરૂપ દોહરામાં ચંદના છંદ ઉત્તમ છે, એવું લોકમત પ્રસિદ્ધ છે માટે.

અવગુણ નવ આણ્યો, એક ગુણ શુદ્ધ જાણ્યો,
વખાણ્યો વધાર્યો પંથ, માની નહિ છીંકને;
રત્નની પરીક્ષા કરી, જતનથકી જાળવીને,
એબ જેમ જોઇ નહિ, કાઢ કહ્યો ઠીકને;
એવે દેશ જન્મ દેજે, રસિકનો વાસ જ્યાંહી ! ૬
કથીર કંચન કરે, બાળી મૂકે બીકને.
ધિઃક ગુર્જર ! છે ધિ'ક, રસિક ન સાચ રાખ્યો,
પ્રતાપી પ્રભાકરને, પિછાણ્યો ન કોઇએ !
છંદ પ્રેમકેરા ઘણા, પદમાં તો શેની મણા,
દુહા ને ચોપાઇ ઘણી, સાખ બંધ જોઇએ;
ચાર જણે જેહ કર્યું, એક જણે કર્યું આ તો,
એવું નવ જુએ કોઇ, ખાતે ખરું ખોઇએઃ
મૂગા મૂઢ નિર્લજ સૌ, પેટે પડિયા પાષાણ,
ગૂજરાત શુષ્ક થયો, શું રસાલ બોઇએ ? ૭

૬ વધાર્યો પંથ—એવું દેખાદેખી કહેનારા ઘણા ઉભા કર્યા ! અર્થાત્ ચંદના છંદ શા માટે ઉત્તમ ગણવા ? એ જાણ્યા વિના પણ "छदछंद पदसूरके" ઇ૦ સાખીનેજ ચંદને વખાણનારા ઘણા છે. છીંકને—અપશુકનને. ચંદના વખાણ કરતાં "તેમાં દોષ ઘણા છે" એમ કહેનારનું પણ સાંભળ્યું નહિ. એબ ઇ૦—પણ તે રત્નમા કાંઇ એબ છે કે જેમ (તેજ—ઉત્તમતા) છે તે કાઇ જોયું નહિ ! ઇશ્વર પાસે કવિ માગે છેઃ એવે દેશ ઇ૦ (કેમકે ત્યાં રસિક છે) તથા તેઓ કથીરને કંચન કરે એવા છે—દોષને પણ ગુણ માની લે એવા ગુણગ્રાહી છે.

૭ ગુજરાતમા એવા રસિક નથી તેથી તેને ધિક્કારે છેઃ ધિક ઇ૦ પ્રતાપી પ્રભાકર (સૂર્ય) ને—પ્રેમાનંદને. ચાર જણે—ચંદે, સૂરદાસે, બિહારીદાસે અને તુલસીદાસે. એકજણે—પ્રેમાનંદે. મૂગા—(વખાણવા જેવી કવિતાને વખાણતા નથી માટે). મૂઢ—(સારી માઠી કવિતાનો ભેદ નથી સમજતા માટે) નિર્લજ—(પરભાષાના દૂષિત કવિનાં વખાણ કરીને

એક નિષ્ઠાવાન નર, એક નારી પૂજ્ય ધારી,
તેવડે નીપાવ્યા મોટા, લક્ષાવધિ- દેવતા;
કર્યું રૂડું સર્વ કેરું, વિઘ્નતું ન નામ સુણ્યું,
તાર્યા રાય ના બુરાડયા, ગ્રંથપંથ સેવતા;
દુખિયાનાં દુઃખ ટાળ્યાં, સુખિયાને કીધાં સુખ,
કવિનાં મૂકાવ્યાં માન, ચનોઠી ને દેવતા;
અરસિક જાણે કશું, રત્ન પડયું રંક હાથ,
નિઃશંકી ને શંકી સર્વ, મૃત્તિકાથી રેવતા !! ૮

ચદે એક રાસો લખ્યો, સવાલક્ષ પૂરકેરો,
એક પુત્ર શા હિસાબે ? દુનિયાનો રાહ છે !
રાસા જેવડા બૃહત, પૂરમાં અધિક એથી,
ત્રણ ગ્રંથ લખ્યા પ્રેમે, કોની વાહવાહ છે ?
સુત મારા જેવો કવિ, રવિ જોઇ ઝાંખો પડે !
ચંદનો તે છંદ કશો ? મંદ સૌ ઉજાડ છે !

---

ભાષાના ઉત્તમ કવિને વખાણતા નથી માટે ). પેટે–ગુજરાત રૂપી સ્રીને પેટે. ભાઇએ—વાવીએ ?

૮ નારી—( સરસ્વતી રૂપી ). તેવડે—તેની કૃપાવડે. દેવતા-ગ્રંથો રૂપી. તાર્યા ઇ૦—ચંદની પેઠે પ્રેમાનંદે રાજાઓને બુરાડયા નથી, પણ તાર્યા છે !–પરિણામે તેમનો ઉત્કર્ષ વર્ણ્યો છે. ગ્રંથપંથ સેવતા–ગ્રંથના માર્ગમાં વર્ણાયેલા–ગ્રંથમાં આધિકારિક વસ્તુના નાયક રૂપે વર્ણાયેલા. ( રાયનું વિશેષણ ) ચનોઠી ને દેવતા–(જુદાં પાડી બતાવ્યાં, અધ્યાહાર). અર્થાત્ સારા માઠા કવિનો ભેદ સમજાવ્યો. અરસિકોથી કવિ દિલગીર થાય છેઃ અરસિક ઇ૦–અરે ! પણ અરસિક શું જાણે ? પ્રેમાનંદ રૂપી રત્ન અરસિક રૂપી રંકને હાથ પડયું છેઃ એ રત્ન છે એવી શંકા વગરના તથા એ રત્ન છે એવી શંકાવાળા બધાય તે રત્નને મૃત્તિકાથી (માટીથી) રેવે છે–ઢાંકે છે ! અર્થાત્ જેઓ પ્રેમાનંદની અસાધારણ કવિત્વશક્તિ

હામી ઢોળી ઢોલ વાઇ, કવીશ્વર વલ્લભ કે',
મંદ ચંદ, પ્રેમ પૂર, આનંદ અનાહદ છે.

## પ્રતિબંધ.

એવે અવનવો એક, શબ્દ ત્યાં ઉત્પન્ન થયો,
બોલીશ મા, બોલીશ મા, બુરી વાત ચંદની;
શબ્દ સમજાયો મને, દિદાર ન દર્શો કને,
જોયું આમ તેમ ઝટ, બા'ર શી બુલંદની;
સવિતા શી કવિતા ત્યાં, કરવાને લાગ્યો કવિ,
વળી પાછો શબ્દ થયો, છત ઝાઝી છંદની;
નિંદકપણું નકામું, કામનું ન રજ એ તો,
કવીશ્વર ! ચેતો ચિત્ત, આ ગતિ લ્યો મંદની ! ૧૦

સારું તમે ધારો તેને, મન ગમ્યું માન આપો,
નિંદા કરો બીજાકેરી, એ તે કોની રીત છે?
તમારે હશે ન સારું, કોઇ કદી માનવાનું,
ન સારું સંતોષ રહે, ન્યાયશાસ્ત્ર નીત છે;
કુદરતી કરામત એ, રૂડા થઇ રાખો હદે,
જુઓ મારા વેણકેરી, કેવી તો પ્રતીત છે;

જુએ છે તેઓ પણ અરસપરસ હોવાથી તેના ખરા સ્વરૂપને ન જાણવા તેને એક સાધારણ કવિ જેવો જાણે છે ।

૯ ભૂહલ-મોટા. પૂરમાં-શ્લોકસંખ્યાના પ્રમાણમાં. પ્રેમ-પ્રેમાનંદ. મંદ ચં૦-ચંદકવિ મંદ છે, પ્રેમાનંદ પૂરેપૂરો અને અનાહદ ( અનાહત-અખંડ ) આનંદ રૂપ છે

૧૦ પ્રતિબંધ-અટકાવ. દિદાર-સ્વરૂપ ( બોલનારનું ) બુલંદની-બુલંદ ( ઉચ્ચ ) અવાજની

જગત છે ઝવેરી, વેરી નથી સારાકેરૂં કોય,
નીકળી આવે જો પય દધિ નવનીત છે. ११

## કવીશ્વર કોપ.

કોણ એવો બોધ કરે, પ્રતિબંધ કરવાનો ?
અંધ! જાણતો નથી શું, કવિરાજ રાજ છે !!
પ્રેમાનંદના પ્રતાપી, સુત સલક્ષણા અમે !
બોધ કોણ કરે તેને ? માનવાની નાજ છે !!
શું અમો નવ સમજું ? ગત બતાવાનું ગજું !
ભજું નવ ભલી વાણી, આરંભાયું કાજ છે;
મહાન મતીશ અમે, કવીશના કાન કાપું,
શીખ દે તેને તો સત્ય, લાજ લાજ લાજ છે !!! १२

દર્શન દે આવી આંહી, જોઉં માલ કેતો માંહી ?
વાદ વદી જીતી જાય, લડવા હું આ ખડો !
વિચારી જો વાત મન, લાંચ્છનધારી છે ચંદ,
પ્રેમાનંદ પ્રભાકર, બા'દુર દિસે બડો;

---

११ પેલો અદૃશ્ય અવાજ વલ્લભને કહેછેઃ સારૂં ઇ૦. નીકળી ઇ૦—જો પય (દૂધ) કે દધિ (દહીં) હશે તો તેમાંથી નવનીત (માખણ) નીકળી આવશે. અર્થાત્ તમારે ચંદની નિંદા કરવાની કે પ્રેમાનંદની પ્રશંસા કરવાની જરૂર નથી.

१२ કવીશ્વરરૂપ—વલ્લભનો ગુસ્સો. ગત ઇ૦—અમને ગત (અતિ—જ્ઞાનગતિ બતાવવાનું તારૂં શું ગજું છે ? ભજું ઇ૦—હું તારી ભલી વાણી (શીખામણના શબ્દ) ને ભજું (માનું) નહિ. મતીશ—બુદ્ધિના ધણી.

ચંદની છે સોળ કળા, તે પૂર્ણિમા હોય ત્યારે,
સકલંકાવધિ કળા છે, સૂર્ય સામા શે અડે ?
આખા જીવતરકેરી, કમાઈ તો એક રાસો !
ત્રાસો નાસો બોલવાથી, કદી ના પૂરા પડો ! ! ૧૩

## પત્રપતન.

કહ્યું કવીશ્વરે એમ, રજ રેહા વેમ નત્ર,
તદા પડ્યો પત્ર એક, આકાશથી આવી ને;
વઢવા વાણીશ્વરશું, કોણ આવી ઉભો રહે,
ફેરવે ફગાવે ફટ, ભલા કેરા ભાવિને;
પાસ આવી પડ્યો પત્ર, કવીશ્વરે લીધો તત્ર,
વર્ત કર સાહી વાંચ્યો, હર્ષ ઉપજાવીને;
વાંચતામાં વાંકા થયા, (નત્ર) ગ્રહ લખનારકેરા,
ફેરા ફરે કાળ તેને, કોણ જુવે તાવીને. ૧૪

૧૩ ચંદને શું કેમ નિંદ્યો તેનું કારણ કહેછેઃ લાંચ્છનધારી ઇં૦—પ્રસિદ્ધ ચંદ્ર લાંચ્છન ( કાળા ડાઘા રૂપી ) ધારી છે એ તો સહુ જાણેછે, તેમ ચંદકવિ પણ તેજ નામનો હોવાથી લાંચ્છન ( દોષ રૂપી ) ધારીછે; પણ પ્રેમાનંદ તો પ્રભાકર ( સૂર્ય ) હોવાથી બડો બાહાદુર છે—લાંચ્છન વિનાનો છે. આખા ઇ૦—ચંદે આખા જીવતરમાં માત્ર એક રાસોજ લખ્યો છે અને પ્રેમાનંદે તો એવડા મોટા ગ્રંથો ઘણા લખ્યા છે.

૧૪ વાણીશ્વરશું—સરસ્વતીના ઇશ્વર સાથે—વલ્લભ સાથે. ફેરવે ઇં૦—કેમકે તે ભલા ભલાના ભાવિને ( નસીબને ) ફટ લઇને ફેરવી નાખે અને ફગાવી દે એવો છે! અર્થાત્ વલ્લભ સાથે લડવા આવે તેનું નસીબ રૂઠ્યું એમ જાણવું. કવીશ્વરે—વલ્લભે. કર સાહી—કરમાં ઝાલીને. શા કારણથી લખનારના ગ્રહ વાંકા થયા, તે કહે છેઃ ફેરા ઇ૦ એની પાછળ કાળ સરખો પણ ફેરા ફરે છે પણ તેનું કહ્યું ઉપજતું નથી તેને તાવીને—

## પત્રાર્થ.

આગમવિરૂધ્ધ આ શો, મંગલાચારજ કરે ?
આચારજ તારો કોણ ? અવિદ્યા અર્પી તને!
મંમલમાં દંગલ શું જંગલ જટિલ જેવા !
તિમંગલ જેવો ગર્વ, વ્યર્થ ધારવો મને;
વંદ વિશ્વમધ્ય ચંદ, નિંદનામ તેનું ભણે,
મંદમતિ મૂઢ બને, નાસતો ન શે વને ?
રીખ માને મારી નહિ, ભીખ માગી ભટકીશ,
રીખતાં ન અટકીશ, રાખે નવ કો કને ? ૨૫

## પત્રોત્તર.

ગજાનન ષડાનન, પંચાનન ત્રયાનન,
ચતુરાનન જાણે ન, કવિરાજ રાજ છે !

---

તપાસીને કોણ જુએ એવું છે? મતલબ કે વલ્લભની પરીક્ષા કરી જોવાને પણ કોઇ સમર્થ નથી !

૨૫ આગમવિરૂદ્ધ—શાસ્ત્રવિરૂદ્ધ. અવિદ્યા ઇ૦ શાસ્ત્રથી વિરૂદ્ધ નિંદા રૂપ મંગળાચરણ કરવા રૂપ અવિદ્યા જેણે તને અર્પી એવો તારો આચારજ (આચાર્ય—ગુરૂ) કોણ છે? દંગલ—નિંદા રૂપી બખેડો. જંગલ ઇ૦—કે જંગલના જટિલ (જંગલી [illegible]) જેવા [illegible] (વલ્લભનું સંબોધન) તિમંગલ—તિમિંગલ નામનો મોટામાં મોટો મત્સ્ય. મને—મનમાં. વંદ ઇ૦—વિશ્વને વંદ્ય (નમસ્કાર કરવા યોગ્ય) જે ચંદ્ર તેવું નામ [illegible] ગણે છે, તેથી તું મંદમતિ અને મૂઢ બને છે, એમ છતાં તું વને (નાસી) નાસી જતો કેમ નથી? તારા જેવા નિંદકને [illegible] રહેવું ભયંકર છે, એ ધ્વનિ. રીખતાં—દુઃખ પામતાં

સહસ્ત્રાનન લેખક, ઉવેખક વલ્લભનો,
દુર્લભ ન દાવ મમ, દીઠે પતરાજ છે;
વ્યાઘ્રાનન, અજાનન, વક્ર વક્ત્ર કરી નાખું,
સાખું નહિ સાચી વાત, લેખકને લાજ છે !!
વિષ્ણુ જિષ્ણુ રૂપ ધારી, વારવા આવે કદાપિ,
તદાપિ છોડું ન ટેક, વિવેકનું કાજ છે ! ૧૬

ચંદ મંદ, પ્રેમાનંદ, ઉપરિ તદુપરિ છે,
કરી જે કરી તે વાત, વિશ્વમાં વિખ્યાત છે;
તુલનાએ તુલા કરો, કવિતા કવીશ્વરોની,
સવિતાશી શુદ્ધ દર્શે, કોની કાળી રાત છે ?
મંદ ચદ ચઢે કદી, પ્રેમાનંદ પૂર્ણ આગે,
બને વલ્લભ ગુલામ, એવી કોની મા'ત છે ?
બીવડાવ્યે બી'યે નહિ, છળાવ્યાથી છળે નહિ,
ડરાવ્યાથી ડરે નહિ. અડગ આ ગાત છે. ૧૭

---

૧૬ ગજાનન—હાથીના જેવા મુખવાળો દેવ—ગણપતિ પંચાનન—પાંચ મુખવાળો દેવ—શિવ ત્ર્યાનન—ત્રણ મુખવાળો દેવ—દત્તાત્રેય. ચતુરાનન—બ્રહ્મદેવ સહસ્ત્રાનન—શેષ શેષ જો આ પત્રનો લેખક અને વલ્લભનો ઉવેખક (તિરસ્કાર કરનાર) હોય, તો હું કહું છું કે, જ્યાં સુધી દુર્લભ એવો મારો દાવ દીઠો નથી ત્યાંસુધીજ એની પતરાજી છે !! વ્યાઘ્રાનન—નૃસિંહ અજાનન—બોકડાના જેવા મુખવાળો—દક્ષ પ્રજાપતિ. વક્ર—વાંકું. વક્ત્ર—મુખ. સાખું ઇ૦—હું પત્રમાં કરેલો તિરસ્કાર સાખું નહિ એ સાચી વાત છે, અને તેના લેખકને તો લાજ છે !!—શરમછે !! વિષ્ણુ ઇ૦—જો વિષ્ણુ અને જિષ્ણુ (ઇંદ્ર) કદાપિ રૂપધારી (દેહધારી) થઇને મને વારવા આવે તદાપિ (તોપણ) હું મારો ટેક છોડું નહિ, કેમકે હું કહુંછું તે વિવેકનું કાજ છે !!

૧૭ પોતાનો ટેક બતાવે છે ચદ ઇ૦—ચંદ કવિ તો મદ છે, અને

મુઓ પૃથીરાજ અરિહાથ એ પ્રખ્યાત વાત,
કર્ણકેરી એવી ખ્યાત, જગતજન જાણુ છે;
પૃથીરાજરાસો અને, કર્ણનું ચરિત્ર વાંચો,
(જો) રાસાનો તમાસો ચઢે, (તો) કવિ વ્યર્થ વાણ છે;
કર્યું લાંબું પિંગળ અમંગળની વાત જેમાં
એમાં કવિત્વ કશું છે ? અન્ન તેના પ્રાણ છે;
ભૂત્રી જેશું એ શું અમે, દેવના ડરાવ્યા થકી ?
ધિ:ક પત્રલેખકને, વલ્લભ પ્રમાણ છે ! ! ૧૮
પંચાયતન પૂજું હું, તેનું ફળ આજ મળ્યું,
પૂજું કિયે કાજ ત્યારે, તોડું ફોડું દેવને;
જાૂઠી વાત દે જણાવી, માન્ય કરાવાને કાજે,
કવીશ્વરને કંપાવે, સાધવી શે સેવને ?

---

પ્રેમાનંદ તો તેનાથી ઉપરિ અને તદુપરિ ( તેના ઉપરિનો પણ ઉપરિ ) છે, એવી જે વાત મેં કરી તે કરીજ, અને તે આખા વિશ્વમાં વિખ્યાત છે. તુલનાએ—વિવેકબુદ્ધિરૂપી ત્રાજવામાં તોળીને. કવીશ્વરોની—પ્રેમાનંદની અને ચંદની. સવિતાશી ઇ૦—કોની કવિતા સવિતા સરખી શુદ્ધ દેખાય છે ને કોની કાળી રાત જેવી દેખાય છે ? જોવી ઇ૦—કોની માહાત થાય છે તે ખરે જોવી છે ! ગાત—ગાત્ર—શરીર.

૧૮ ચંદની ભૂલ બતાવે છે: અધિકારી નાયકનો વધ ન કરવો, એવો સાહિત્યશાસ્ત્રનો નિયમ છતાં ચંદે તે નિયમનો ભંગ કર્યો છે; કેમકે શત્રુને હાથે પૃથીરાજ મુઓ,એ વાત પ્રખ્યાત છે, તેમ કર્ણ પણ શત્રુને હાથે મુઓ છે; એ પણ જગત્‌ના લોકો જાણે છે એમ છતાં પૃથીરાજરાસો અને કર્ણનું ચરિત્ર ( પ્રેમાનંદકૃત કર્ણચરિત્ર ) વાંચો. અર્થાત્ રાસામાં ચંદે પૃથીરાજનું મરણ વર્ણવ્યું છે અને પ્રેમાનંદે યુક્તિપૂર્વક તે કઢાવી દીધું છે. અમંગળની—અધિકારી નાયકના વધરૂપી અમંગળની. કવિત્વ નહિ ત્યારે શું છે ? અન્ન ઇ૦ જેના અન્ન તેના પ્રાણ છે. અર્થાત્ જેનું અન્ન ખાધું તેના ગુણ ચંદે ગાયા, એમાં શી મોટી વાત કરી છે ?

એમ કહી ઊઠ્યો આપ, પ્રેમનો પૂરો પ્રતાપ,
દેવ કર્યાં રોળે તર્ન, ભાગી નાખી સેવને;
પાણીમાં પાષાણ ગ્રહી, વાણીમાં વિરોધ કહી,
પાણીમાં પલાળી દઇ, શિર ઊભો એવને. ૧૯

## પિતાદર્શન.

ભાસ્કરસમ સુખદ, દુખદ અરિગણુ કે—
રા હેરો હેરો હેલામાં, સહસ્ર કિર્ણોળ આ;
કવિકુલ કુમુદ બિડાઇ ગયાં બાવરાં ચાં,
પડી ગયાં ઝાંખાં થયાં, દરસ્યો રસાળ આ;
કવીશ્વર ઇશ્વર રૂપી સ્વરૂપી કમળ જે,
નિર્મળ નિઃશંક ખીલ્યું, દરપ્યો મરાળ આ;
પ્રભાકર પૂર્ણ જોઇ, નમે પદ્મ એક વાર,
કવીશ્વર નમ્યો તેમ, જાણે નમ્યું નાળ આ. ૨૦

---

૧૯ દેવોએ અન્યાય ભરેલો પત્ર લખી મારો તિરસ્કાર કર્યો એમ માનીને વલ્લભ પંચાયતન દેવો ઉપર કોપે છેઃ પંચાયતન ઇ૦. પંચાયતન—વિષ્ણુ, શિવ, ગણપતિ સૂર્ય, અને શક્તિ, એ પંચ દેવોનો સમૂહ. પ્રેમનો—પ્રેમાનંદનો સેવને—"આ દેવ તો સેવાથી છે માટે એનો નાશ ન કરાય" એવા ભાવને પાણિમાં—ક્રમમઃ પાષાણ—પથરો વાણીમાં ઇ૦—તમારી વાણીનો વિરોધ છે, માટે તમારી આ ગતિ કરૂં છું, એમ કહીને. શિર ઉભો—માથા ઉપર— પર્યન્ત તેમ ઊ પાસે ઉભો રહ્યો. એવને—નિશ્ચય.

૨૦ પિતાને આવતા જોઇ તેમનું વર્ણન કરે છે ભાસ્કર ઇ૦—ઉગતા સૂર્ય જેવો સુખ આપનારો કે—જુઓ સહસ્ર કિર્ણોળ—હજાર કિરણવાળો—સૂર્ય. કવિકુલ—કવિઓના કુ—પર્યંત તમામ કવિમાત્ર. કુમુદ—પોયણાં કવીશ્વર—વલ્લભ. ઇશ્વરરૂપી —( સંકલ્પનું ઝવેષણ ). સ્વરૂપી—

## પિતાપ્રશ્ન.

કવીશ્વર કોના પર, કોપનો આરોપ કર્યો,
પાણિમાં પાષાણુ કશો, દેવ દીન શે દિસે ?
ક્ષમા નવ લાધે ખોળી, રમાએ રમાડ્યા નહિ,
તમા તેની નથી તારે, જાણું હું વશ્ય વીશે,
સેવ સાધી દેવકેરી, ધન્ય ધન્ય હે ધીમાન
ધારણુ ધારી જે આવી, કવિ કોં કિયે મિષે ?
પૂજ્યની આ પેર થાશે, કંપ કાયા મધ્યે વ્યાપે,
કારણુ કહી દ્યો મુને, આવી ચૂક્યા છું રીસે ! ૨૧

## કવીશ્વરોત્તર.

હું " પ્રેમાનંદ પિતા આગે, ચંદ મદ ચાતુરીમાં ",
એવું વેણુ સુખદેણુ, સુણી દેવ કોપિયા;
આકાચવાણી કરાતી પત્ર આ પઠાવ્યો પછે,
દેવ કે'છે [illegible], વિ[illegible] એ [illegible] !!

---

સ્વરૂપવાન મરાળ—નરવરરૂપી હંસ પ્રભાકર—સૂર્ય પદ્મ—કમળ નાળ કમળનો દાંડો (નરવરના દેહ રૂપી)

૨૨ રમન્ય છો—અર્થાત્ તમને લક્ષ્મીએ આનંદ આપ્યો નહિ—તમે લક્ષ્મીની [illegible] વારસુ છો—[illegible] (દેખો [illegible] ૨૫) જે ધારણા [illegible] ([illegible]) [illegible]—[illegible] સદ્ગુ-ના [illegible] છે તેની તમે [illegible] કરતા આવી તે જોઈને મને [illegible] કંપ વ્યાપે છે, [illegible] તમારા [illegible] પણ [illegible]—[illegible] પણ તમે [illegible] કરશો ! [illegible]—[illegible] તમા[illegible] ઉપર રીસાતો નથી, કેમકે [illegible] ઘણીવાર આવી ચૂક [illegible]—[illegible] તમારા પર રીસાવાનું કાંઈ કાજ નથી !

કારણ બતાવ્યા કેંક, તારણવાળાં તે નહિ,
ધારણ કરાય કેમ, નિર્ઝર આરોપિયા;
એકના અનેક આપ્યા, ઉત્તર ઉકાવદાર,
મંદ થયા ચંદશા તે, જોઇ ભાર લોપિયા. ૨૨

## સમાધાન.

પ્રાચીન પંડિતને ન, અર્વાચીન પોંચી શકે,
પ્રાચીન તે પ્રાચીન છે, અર્વાચીન નામના;
પ્રાચીનો ગયા જે પથ, વિઘ્ન નડયા તેમને જે,
અર્વાચીનોને ન નડે, તેણે તેની નામના;
માર્ગદર્શી થાય જેહ, નિઃશંક વડેરા તેહ.
ચંદ માન્ય નિ સંદેહ, વ્યર્થ તારી કામના;
રસાળાં રસિલાં વેણ, શ્રોતા વક્તા સુખદેણ,
રાસાકેરાં જેહ કેણ, નથી નથી દામના. ૨૩

## પૂર્વપ્રેમ

અંતર અનેક આવ્યા, પ્રશ્નોત્તર પૂરે પૂરા.
તોય અમુઝાય અંગ, માની માન રાખવા;

---

૨૨ તારણવાળાં—સાબીત કરી શકે એવા મુદ્દાવાળાં ધારણ ઇ૦—એવાં દુષ્ટ કારણો, જેનાથી કેમ ધારણ કરાય—માન્ય રખાય? માટે મેં નિર્ઝર (દેવ) ને આરોપિયા—દોષના આરોપવાળા કર્યા. મંદ ઇ૦—મારા ઉત્તર સાંભળીને તેઓ ચંદના જેવા મંદ થયા; અને તે જોઈને મેં તેમના ભાર લોપ્યા—તેમના મહત્વની મર્યાદા મનમાંથી કાઢી નાખી.

૨૩ પ્રાચીન—જૂના—પૂર્વના. અર્વાચીન—નવા—હમણાના. નામના—કહેવા માત્ર. નામના—કીર્તિ. કામના—ઇચ્છા. દામના—દામનાં. અર્થાત્ દામની આશાએ કહેલાં એ વેણ નથી!

કેવું નથી કાંઇ હવાં, બોલવું બાદમ કર્યું,
રહ્યો દંતમાં તો કાપ, ચપશીને ચાખવા;
પેરે પેર પ્રણમું છું, જાવ જાવ જાવ તમે,
ગાનવાનો કાંઇ નથી, ભુંડું લાગ્યા ભાખવા!
તમે ને તમારા દેવ, કુશળા રો' મારી કૃપા,
વંઠાવો ન વલ્લભને, ખોટા દાવ દાખવા !! ૨૪

પ્રાચીન વસુદેવ જે, કારાગૃહ કોહી રહ્યો,
નવીન વાસુદેવ તે કાઢિયો કૃપા કરી;
કહોડને ડૂબાડયો તો, જો જનકે જળમધ્ય,
અષ્ટાવક્ર શક્ર સમો, નવલ ગયો ડરી ?
કુંજર છે વૃદ્ધ અને, નૂતન જન્મેછે હરિ,
કીર્તિવંત કોણ તેની, તુલના કરે જરી ?
પોથાં જેવાં પોથાં ભાળી, પ્રાચીનોતણાં હું વંદું,
કચરી કવીશ જીભ, શેણે જાઉં ના મરી!! ૨૫

## ઇતિમંગલાચાર.

---

૨૪ ગાની ઇ૦—ગાની (પ્રેમાનંદ) નું માન રાખવાને બાદમ કર્યું—બંધ કર્યું. રહ્યો ઇ૦—અર્થાત્ દાંત કચકચાવીને હું બેશી રહ્યો! વંઠાવો ન—અર્થાત્ બગાડશો નહિ તમે જેવાં ચંદનાં ખોટા વખાણ કર્યાં, તેવા ખોટા દાવ દાખવાને વલ્લભને બગાડશો નહિ!!

૨૫ પ્રાચીન કરતાં નવીનની મહત્તા વર્ણું છે: પ્રાચીન ઇ૦ વાસુદેવ—કૃષ્ણ. કહોડ—અષ્ટાવક્રનો બાપ. અષ્ટાવક્ર ઇ૦—જો કે શક્ર (ઇંદ્ર) સરખો અષ્ટાવક્ર (નવલ) નવો હતો તથાપિ તે શું ડરી ગયો? કુંજર—હાથી. હરિ—સિંહ. પોથાં ઇ૦—જો પ્રાચીનોના પોથા જેવાં (નમાલાં) પોથાં ભાળીને હું તેને વંદૂં, તે કરતાં હું કવીશ (પે.તે) જીભ કચરીને શામાટે મરી ન જાઉં? અર્થાત્ ચંદને વખાણવા કરતાં તો મરવું સારૂં;

## કથાપથ.

પાંડુ પિંડરોગી એક, મૃગયાના ટેકવાળો,
હાથેવાળો મળ્યો તેનો, નૌતમ બે નારને,
એવે આવી લાગ્યો શાપ, કાપ શા કરમકેરા!
ફેરા ચાર ફાવતા બે, બાળી ભરથારને;
જોવાનુંય જાય નહિ, માટે જાળવીને રાખે,
કુંતી માદ્રી નારી બન્ને, સ્વરૂપના સારને,
બીજુનોય માંડી ધારી, આજ્ઞા લઇ તેડયા દેવ,
ધર્મ આવ્યા ધ્યાન ધારી, ભારે ભરી ભારને. ૨૬

કુંતીકેરા કર્ણ મધ્યે, મંત્ર કેંક મૂક્યો જાઇ,
યુધિષ્ઠિર ઉપન્યો ત્યાં, ધર્મકર્મધારકો,
વળી વાયુદેવ તેડયા, વાતો કરતા તે આવ્યા,
વહુનંમા વેંવરાવી, ભાવ વ્હોર્યો પારકો;
વૃકોદર ઉપજ્યો કે, ગદા હસ્ત લેઇ ઉઠયો,
વાયુ ગયો નાશી લખી સુત સઘ માગકો;
વાસવની વ'લે એવી, પાર્થ ઉપન્યા પૂઠે યે,
મહેશનો મહિમા એ, ત્રિભુવન તારકો ૨૭

૨૬ નૌતમ—અતિ સુંદર બે નાર—કુંતી અને માદ્રી શાપ—વિહાર કરતાં હરણનો નાશ કર્યા થી ઋષિજીને પાંડુને શાપ દીધો હતો કે તારો પણ એવેજ પ્રસંગે નાશ થશે કાપ થી ?—રેખા ફેરા ૪૦—બન્ને સ્ત્રીઓ પોતાના ભર્તારને બાજીને રાખના ફેરા માટે અર્થાત્ તેનું મરણથી રક્ષણ કરવાને યત્ન કરે રક્ષણ કરવાનું કારણ કહેછે જોવાનુંય ઇ૦ સ્વરૂપના સારને—જાળવી રાખે એ ઉપરના વાક્ય સાથે અન્વય. ભારને—(સુરતારૂપી)

૨૭ માદ્ર ઇ૦—કુંતી પરણીશ ત્યારે તેનો સ્વીમર કર્યો આરાર

સપત્નીનું સર્વ સાથે, દાવ એવો સાધવાને,
કુંતી નારે મંત્ર અપ્યો, મોદ પામી માનિની;
એક સાધનથી સતી, બે કાર્યને વિચારંતી,
( પછે ) ધારતી તે ધ્યાન વૈદ્યે, બની તેની સ્વામિની;
ઔષધિ સુંઘાડી આવી, અશ્વિનીકુમાર ઊભા,
સુત બે ઉત્પન્ન થતાં, ભલી રીઝી ભામિની;
પાંચ પાંડવ ઊપન્યા, એ પેર દેવો ચારથી,
માંરથી સુખારથીને, નમી બંને કામિની. ૨૮

માદ્રીએ વિચારી મતિ, પાંડુપતિ તારવાને,
કારણ થે મારવાને, કર્મની કેવી ગતિ!
સધવા ટળી વિધવા, થતાં માંહી કાષ્ટ ભક્ષી,
માદ્રી સ્વામી સાથ ગઇ, ત્રિભુવન થે છતી;
કુંતી સુત સંગ લઇ, આવતી હસ્તિનાપુર,
પંચશર જેવા પંચ, રૂપની રૂડી રતિ;

---

—મારે એવા. એવી—( નાશી જવા ૨૫ ). મહેશનો ઇ૦—યુધિષ્ઠિર, વૃકોદર અને પાર્થ, એવા પરાક્રમી થયા, એ મહેશનો ત્રિભુવનને તારનારો મહિમા છે. અર્થાત્ એ ત્રણના નિમિત્તે કરીને ભૂમિનો ભાર ઉતારવાને માટે મહેશે તેમને એવી શક્તિ આપી હતી!

૨૮ સપત્નીનું—શોક્યનું. જો મંત્રથી પુત્ર ઉત્પન્ન કર્યા વિષેની નિંદા થાય તો મારી એકલીની ન થાય, એવા વિચારથી કુંતીએ માદ્રીને પણ મંત્ર આપ્યો. મોદ—હર્ષ. માનિની—સ્ત્રી—માદ્રી. એક ઇ૦—એક મંત્રથી બે પુત્ર ઉત્પન્ન કરવાને સતી ( માદ્રી ) વિચારતી. વૈદ્યે—અશ્વિનીકુમારને વિષે. સ્વામિની—સ્ત્રી. માંરથી ઇ૦—પાંચ પાંડવ ઉત્પન્ન કરીને પછી બન્ને કામિનીઓ સુખના અર્થવાળા મહારથીને—પાંડુને નમી.

પડયા સર્વ વિઘ્ન વેગે, અડયા નવ કોઇથી તે,
સડયા કૌરવની સાથ, અસૂયા વ્યાપી અતિ. ૨૯

વિષમોદક અર્પીને, જળે ભીમ સમર્પીને,
તે મૂઓ ધારી તર્પીને, પાંચને દુઃખી કર્યાં;
ભીમભંડ આવી મળ્યો, કે શોક પાંચનો ટળ્યો,
આમળો કૌરવે વળ્યો, સાંભળી સુખી તર્યાં;
લાક્ષાગૃહ મધ્ય ઘાલ્યાં, વેરાન વને તે ચાલ્યાં,
હિડિંબાથકી તે માલ્યાં, મારતાં ના તે મર્યાં!

---

૨૯ તારવાને—સુખી કરવાને. પતિને સુખ આપવાને માદ્રી તેની પાસે ગઇ, પણ તેને એકાંતમાં પોતાની પાસે આવેલી જોઇ તેની સાથે વિહાર કરતાં પૂર્વોક્ત શાપથી પાંડુ મરી ગયો, અને એવી રીતે માદ્રી પતિને મારવાનું કારણ થઇ. કાષ્ઠવાસી—ચિતાના કાષ્ઠમાં પડીને, ત્રિભુવન ઇ૦—એવી રીતે સતી થવાથી માદ્રી ત્રણ લોકમાં છતી (પ્રખ્યાત) થઇ. પંચશર જેવા—કામદેવ જેવા કે કામના પાંચ બાણ જેવા. અનંતભટ્ટ પોતાના ભારતચંપૂમાં પણ પાંડુના પાંચ બાળકોને નીચેનું ઉપમા આપી વર્ણવે છે કેમ કે—

" नव तरुणिमलक्ष्मीनंदनीयं शरीरं
कृत्स्नमसुताना कुर्वती नेत्रपात्रम् ।
मुनिततिरिति मेने मोहनाय त्रिलोक्याः
स्वविशिख इव कामः सोपि किं पंचधाभूत् ॥ "

અર્થ—પાંડુ રાજાના પુત્રોનું નવી જુવાનીની શોભાવડે જોનારને આનંદ ઉપજાવે એવું શરીર જોઇને તે સ્થળના મુનિઓ એમ વિચારવા લાગ્યા કે, કામદેવના બાણ પાંચ છે ત્યારે તેનો ઉપયોગ કરનારાં શરીર પણ પાંચ જોઇએ એવા વિચારથી કામદેવ પણ પાંચ રૂપે થયો છે કે શું!
અડયા—અટકયા. અસૂયા—ઇર્ષ્યા (પાંડવોના બળ, પરાક્રમ વગેરેની)-

બકકેરી જઈ પૂરી, બાળી દ્રુપદની પુરી,
ભૂપ મળ્યા જ્યાંહી ભૂરિ, દ્રોપદીને ત્યાં હર્યાં. ૩૦

પાડવ પ્રતાપી પાચ, આચ વિના ઉગર્યાં તે,
વિશ્વમા વિખ્યાત હતું, વર્યાં પાચ એકને;
ધતરાષ્ટ્ર જે ધીમાન, જાણી જીવને ઝુરાવે,
વિદુરજીને પઠાવે, ધારતા વિવેકને;
વિદુરની સંગ આવ્યા, પાચ પાડુતણા તન,
લોકગાજે દેશ આપ્યો, ને જીત્યા અનેકને;
ઇંદ્રપ્રસ્થ એક પુર, અને કેટલાક ગ્રામ,
નામના આપીને કહ્યું, રહો ધરી ટેકને. ૩૧

ગયા ચાર દિશા ચાર, દેશથી ઉત્પન્ન થયા,
દિગ્વિજય કરી આવ્યા, લાવ્યા લક્ષ્મી જીતીને;
પૃથ્વીકેરા પડ મધ્ય, જેહ વસ્તુ જડે નહિ,
તેહ વસ્તુ આણી તર્ત, દૂર કરી ભીતિને;

---

૩૦ જળે ઇ૦—ભીમને પાણીમાં નાખી દેઇને તર્પીને—ભીમનું તર્પણ કરીને પાચને—ભીમ વિના ચાર પાડવોને અને કુંતીને આમળો ઇ૦—પાંડવ અને કુંતીને સુખી થયા અને દુ:ખસમુદ્રમાંથી તર્યાં સાભળીને કૌરવ (કૌરવોના મનમા) આમળો વળ્યો—અમળાટ થયો વેરાન વને—(દા-ક્ષાગૃહમાથી બચીને) મા'લ્યા—સુખી થયા બક ઇ૦—બક નામે દૈત્યની હઠ પૂર્ણ કરી (તેનો વધ કરીને) પુરી—નગરી અર્થાત્ ત્યાં ગયા. ભૂરિ—પણા હર્યાં—સ્વયવરમા વર્યાં પણીથી

૩૧ એકને—એક દ્રૌપદીને જાણી ઇ૦—એ વાત જાણીને ધીમાન્ (બુદ્ધિમાન) ધૃતરાષ્ટ્ર પોતાના જીવને દુ:ખી કરે છે પઠાવે—મોકલે (પાંડવોને તેડવાને) ધારતા વિવેકને—(નહિતો જગતમાં મારી અપકીર્તિ થશે એવા વિચારથી) ન ઇ૦—અનેક લોકને (લોકાપવાદને)

અનમી નમાવ્યા કેક, અરિને ભમાવ્યા કેંક,
શરને શમાવ્યા કેંક, વરી યુદ્ધનીતિને;
વિશ્વે થઇ વાહ વાહ, રાજ્ય રૂડું પાંડવનું,
શ્યામસમ મળ્યા મિત્ર, રૂડી ગ્રહી રીતિને. ૩૨

એકદા માધવ આવ્યા. પાર્થાદિકને તે ભાવ્યા.
વિહર્યા વિચર્યા વને, મને આણી મોદને;
કામિની કાલિંદી જેહ, કૃષ્ણ વર્યાં વા'લે તેહ,
એને દીઠો વિપ્ર એક, દીન સ્વર રોદને;
પાર્થે પૂછી પેર તેને, કાર્ય કહ્યું દ્વિજરાજ !
કાજ કરૂં જો કઠિન ના અસત્ય કે દને;
દ્વિજ ટળી દેવતા તે, ઝગતો જાજ્વલ્યમાન,
હેલા માત્ર માંહી હવો, ધારતો આમોદને. ૩૩

પાડવ ! તું ખાંડવ દે, ભક્ષવાને વન આખું,
નીકળી ન શકે કોઇ, ખાઉં જીવ જંતને;

---

જીતી શકાયો નહિ, અથવા પંડુના પુત્રોને અર્ધું રાજ્ય આપવું જોઇએ, એમ ઘણા સરદારોના મતને ઉથાપી શકાયો નહિ, માટે દેશ આપ્યો.

૩૨ દિગ્વિજય કરી આવ્યા—(કેમકે તેઓ દેવથી ઉત્પન્ન થયેલા હતા) અભિપ્રાયયુક્ત વિશેષણ છે માટે પરિકરાલંકાર. વરી—પસંદ કરીને. શ્યામસમ—કૃષ્ણ જેવા

૩૩ પાર્થાદિકને—પાર્થ (અર્જુન) વગેરે સર્વને. વિહર્યા—વિહાર (રમત ગમ્મતનો આનંદ) કર્યો. વને વિચર્યા—શિકારાદિ નિમિત્તે વનમાં ગયા. કાલિંદી—યમુના. યમુનાના કાંઠા ઉપર દેહધારી યમુના કાલિંદી નામ ધારીને કૃષ્ણને વરવા માટે તપ કરતી હતી તે અહીં કૃષ્ણને મળી તેથી કૃષ્ણ તેને પરણ્યા. વિપ્ર—બ્રાહ્મણ રૂપ ધારી અગ્નિદેવ દીન દુ૦—રોદન (રડવા) મા દીન સ્વર કાઢનારો. આમોદને—સુગંધને અથવા આનંદને.

ઇંદ્રાદિક યુદ્ધે આવે, કોઇનું ન તું'થી ફાવે,
માધવ આ સાથ આવે, નમું એ મહંતને;
કારજ કરીશ કહ્યું, તો તે કરય મન માન્યું,
તારું બળ મેં પિછાન્યું, દાવ દે દહંતને;
દેવ રહે જોઇ જેમ, અજીર્ણ દે ખોઇ તેમ,
ઉભયનું હોઇ ક્ષેમ, અર્પ્ય તું અનંતને. ૩૪

કિરીટી ને કૃષ્ણ ચાલ્યા, ખાંડવના માર્ગ ખાળ્યા,
જતા જંત સર્વ ટાળ્યા, લાગ્યો વન્હિ વે'વાને;
કેળ ને કદંબ અંબ, કુરંગી સુરંગી સર્વ,
કેકફળી ને ફનશી ત્યાં, ભક્ષ્યો ભલા મેવાને;
પંચાનન વ્યાઘ્ર શર્ભ, વ્યાળકેરા ગાળ્યા ગર્ભ,
તૃણાદિક સર્વ દર્ભ, કો રે'વાદે એવાને!
પાંડવ ખાંડવ બાળે, તાંડવ કરે તૃણારિ,
માંડ વને મય બચ્યો, દીધો નવ દે'વાને. ૩૫

ચક્રધારી પાર્થ પૂર, નક આદિ પ્રાણી દહે,
શક્ર જાણી વાત તેહ, ધાયો વજ્ર ધારીને;

---

૩૪ દાવ ઇ૦—દહંત (અગ્નિ) ને દાવ (ફાવતી અનુકૂળતા) દે. ઉભયનું ઇ૦—તારૂં અને મારૂં બન્નેનું જેથી ક્ષેમ હોઇ (થાય) તેમ તું અનંતને (અનંત વનસ્પતિ આદિ ભક્ષ્યને) મને અર્પ્ય (આપ).

૩૫ માર્ગ-(વનમાંથી બાહેર નીકળવાના) રસ્તા. જતા-બાહેર નીકળી જતા. ટાળ્યા-અટકાવ્યા. વે'વાને-અર્થાત્ બળવા અંબ-આંબા કુરંગી (કોરંગી)—એલચી સુરંગી-સારા રંગવાળી, કે સોરંગી નામની વનસ્પતિ. પંચાનન-સિંહ. શર્ભ-એ નામનું સિંહભક્ષક પ્રાણી. વ્યાળ-સર્પ. તાંડવ-ઉદ્ધત નૃત્ય. તૃણારિ-અગ્નિ. માંડ ઇ૦—એ વનમાંથી માંડ માંડ (મહામુશ્કેલીએ) — કરીને ) મય ( એ નામનો અસુર શિલ્પી ) દે'વાને —બાળવાને.

વરસે મુશળધાર, શરે તેને શાંત કર્યો,
ડરાવ્યો ન પાર્થે ડર્યો, જનકને વારીને;
વજ્ર પણ વ્યર્થ ગયું, કારજ વન્હિનું થયું,
ઇંદ્રબળ વારિ વયું, ગયો અર્થ સારીને;
મન માગ્યું આપ્યું દેવે, અગ્નિ શાંત થયો એવે,
સેવ કેવી પાર્થ સેવે, સ્વપ્રતિજ્ઞા તારીને ;! ૩૬

તુઠ્યો દેવ દાનવને, માનવસુતાનો સુત,
પૂત પાવક પ્રસન્ન, થયો જોત જોતામાં;
સુખ માગ્યું આપી વળ્યો, મળ્યો મયદાનવ જે,
ટળ્યો દુઃખત્રાસ તુંથી, સંશય શો શ્રોતામાં;
માગ્ય માગ્ય મુખ માગ્યું, અનુરાગ્યું માનસ છે,
મારૂં આણીવાર ભાગ્યું, કષ્ટ કાય હોતામાં;
તું સમો ન વીર કોઇ, ધીરધર મીર મોટો,
શિર શરીરની પીર, હરી ખોટું ખોતામાં. ૩૭

---

૩૬ ચક્રધારી-કૃષ્ણ. કૃષ્ણ અને અર્જુન બન્ને. નક્ર-મગર. અર્થાત્ જળમાં રહેલા પ્રાણીઓને પણ બાળી નાખ્યા. શક્ર-ઇંદ્ર. શરે-બાણનું છાપરૂં કરીને. જનકને ઇ૦-પોતાના પિતા ઇંદ્રને અટકાવીને. ઇંદ્રબળ ઇ૦-ઇંદ્રનું બળ પાણીમાં વેરેલું ગયું ! ગયો-( અર્જુન ). દેવે ઇ૦-અગ્નિદેવે અર્જુનને 'મનનું માગ્યું' આપ્યું.

૩૭ માનવસુતાનોસુત-મનુષ્યની પુત્રી ( કુંતી ) નો પુત્ર-અર્જુન. પૂત-પવિત્ર. મળ્યો ઇ૦-અગ્નિ ગયો એટલે મયદાનવ જઇને અર્જુનને મળ્યો. અનુરાગ્યું ઇ૦-મારૂં માનસ ( મન ) તારા પર અનુરાગ્યું ( પ્રીતિવાળું થયું ) છે. મારૂં ઇ૦-મને કાયામાં કષ્ટ થતાં વેંત તેં આણીવાર ( આ વખતે ) મારૂં કષ્ટ ભાગ્યું ! શિર ઇ૦-તેં મારૂં ખોટું ( બળી જવા રૂપ અનિષ્ટ ) ખોઈ નાખ્યું અને મારા માથાની તથા શરીરની પીર ( પીડા ) હરી.

પ્રત્યુપકાર ન વાંચ્છું, ઉપકાર પારથી હું,
મા'રથી માધવે તને, બળતો બચાવિયો;
ગણું નહિ મારૂં કંઇ, સજું શસ્ત્ર તે ન જાણું,
ભજું કૃષ્ણકીર્તિ હજું, રાંડથી રચાવિયો;
મારે ન જોઇએ કાંઇ, શુદ્ધ મને ભાખ્યું સર્વ,
દાખવાનું દાખ્યું તુંને, મા'વમાં મચાવિયો;
ચાલ્યો જા તું તારે ગેહ, દેહ અવશેષ રહ્યો,
ધન્ય ભાગ્ય તારૂં ન તું, પાવકે પચાવિયો;
મારે ન જોઇએ કાંઇ, શુદ્ધ મને ભાખ્યું સર્વ
દાખવાનું દાખ્યું તુંને, મા'વમાં મચાવિયો. ૩૮

કહેતો મયદાનવ, માનવ ! તું માગે નહિ,
કશે અનુરાગે નહિ, આપું આપવાનું જે;
સભા એક શક્રસમી, રચી આપું રાય રૂડી,
પ્રાણદા પ્રસન્ન કરૂં, માપું માપવાનું જે;
એમ કહી સાથ ચાલ્યો વિશ્વકર્મા દાનવનો,
માનવ મનોર્થ પૂરે, થાપું થાપવાનું જે;
હેમ લાવી મણિ લાવી, ભાત્રી ભવ્ય સભા બાંધી,
સાંધી સુશોભિત સાર, જાપું જાપવાનું જે. ૩૯

---

૩૮ અર્જુન મયને ઉત્તર આપે છે: પ્રત્યુપકાર-ઇ૦-હું તને કરેલા ઉપકારના પારથી (માપથી) પ્રત્યુપકાર વાચ્છતો નથી; તેમ મેં તને બચાવ્યો નથી; પણ મ્હારમી એવા માધવે તને બળતો બચાવ્યો છે. રાડથી ઇ૦-કૃષ્ણે મને રાડથી (યુદ્ધથી) રચાવિયો (શોભાવ્યો) છે. ગેહ-ઘેર. ધન્ય ઇ૦-તું પાવકે ન પચાવિયો એ તારૂં ધન્ય ભાગ્ય છે. મા'વમા ઇ૦-તને મેં માહાવમાં ( કૃષ્ણને વિષે ) મચાવિયો ( અનુરક્ત કર્યો ).

૩૯ શક્રસમી-ઇંદ્રની સભા જેવી. પ્રાણદા-પ્રાણદાતાને. માપું-એ સભામાં જે માપ કરવાનું હશે તે હું મારી મેળે માપીશ. દાનવનો વિશ્વ-

પાંચ પુત્ર કુંતી માત, કૃષ્ણાદિકની સખાત,
થયાં વિશ્વમાં વિખ્યાત, શક્રપુર વાસતાં;
કરે ધર્મ કર્મ રૂડાં, સજ્જનને શર્મ અર્પે,
દુર્જનને પર્મ કષ્ટ, એ પુરે ન ત્રાસતાં;
ઇંનસાફ સાફ મળે, રંક રાય એક ધાર,
વગ કે વસીલો નહિ સવિતા ઉજાસતાં;
વલ્લભ કવીશઇશ, કથા પથ પાડે ઔર,
મથામથ કાંઇ નહિ, શુદ્ધ અર્થ ભાસતાં. ૪૦

## * મયરચિત સભા.

ન ઇંદ્ર કે કુબેરની, યમરાજ ચંદ્ર કેરી,
મંડળમાં ન વરૂણ—સભા જેની જોડમાં;
બ્રહ્માની સભા જે ભારે, પાંડવની સભા આગે,
પાણી ભરે તેહ પૂર, હારી જાય હોડમાં;

---

કર્માં (શિલ્પી)—મયદાનવ. માનવ ઇ૦—તે માનવનો (અર્જુનનો) મનોરથ પૂરે છે અને કહે છે કે સભામાં જે સ્થાપવાનું હશે તેને સ્થાપીશ—લાવવા જેવું હશે તેને લાવીશ. હેમ ઇ૦—વળી તે કહે છે કે હું હેમ અને મણિ લાવીને ભાવી (મનને પસંદ પડે એવી) ભવ્ય સભા બાંધીને અને સુશોભિત સાર (તત્વરૂપ પદાર્થો) ને સાંધીને પછી જે જપવાનું હશે તે જપું-જે કહેવાનું હશે તે કહીશ.

૪૦ શક્રપુર-ઇંદ્રપ્રસ્થ. શર્મ-સુખ. દુર્જનને ઇ૦—એ દુર્જનને બીજી જગોએ પરમ કષ્ટ થાય તે એ પુરમાં ત્રાસ પામતાં નહોતા. સવિતા—(ન્યાય રૂપી). વલ્લભ ઇ૦—કવીશ્વરોના ઇશ્વર વલ્લભ એવી રીતે ઉપોદ્ઘાત કરીને હવે ઔર એવો કથાપથ (કથાનો માર્ગ) પાડે છે-કથા શરૂ કરે છે. તથા તે કથામાં અર્થ શુદ્ધ ભાસે છે માટે તેમાં કાંઇ મથામણ (સમજવાની મહેનત) નથી.

સુદર્શનધારકની, સુશર્મા સુધર્મા સભા,
એક અંશ પોંચે નહિ, ખપી જાય ખોડમાં;
અવનવી એવી સભા, દાનવે માનવ કાજ,
થીર થઇ દશ વર્ષ, કરી ઝાઝા કોડમાં. ૪૧

સૂર્ય શશિ મેઘ અભ્ર, વિદ્યુત ને ગ્રહ નભ,
દુખિયાં લહ્યાં ઘણેરાં, વિશ્રામ ન વાટમાં
પીડ તેની જાણી પૂરી, દાનવે દયા ધરીને
સભામાં વિશ્રામસ્થાન, કર્યાં ઘાટેઘાટમાં:
ચાર જે મિનારા બાંધ્યા, કિનારા જાણે કર્યા છે,
નભ રૂપી અબ્ધિકેરાં, હાવકા તે હાટમાં;
અટતાં આદિત્ય થાકે, મિનારામાં જઇ બેસે,
સુખી થાવા મન ધારે, ટળે તે ઉચ્ચાટમા. ૪૨

---

૪૧ મંદ્રતામાં–ગંભીરતામાં. પાણી ભરે–અર્થાત્ તેના દાસ જેવી છે. સુદર્શનધારક–કૃષ્ણ. સુશર્મા–સારૂં સુખ આપનારી. સુધર્મા–એ નામની કૃષ્ણની સભા. ખપી ઇ૦–એ સભા તો સભાની ખામીઓમાં ગણાય એવી છે. દાનવે–મયદાનવે. માનવ કાજ–અર્જુન આદિ પાંડવોને માટે. આ સભા ઇંદ્રજાળની પેઠે માયા નિર્મિત નહોતી પણ કારીગરોએ કરેલી હતી, કેમકે તેને રચતાં દશ વર્ષની મુદત લાગી હતી, તે વિષે કહે છેઃ થીર ઇ.

૪૨ સભાની ઉંચાઇ અતિશયોક્તિથી વર્ણી છેઃ સૂર્ય, શશિ, મેઘ, અભ્ર ( વાદળાં ), વિદ્યુત ( વીજળી ) અને ગ્રહ, એ સર્વને ફરતાં વાટમાં વિશ્રામ કરવાની જગો નથી માટે તેમને નભ ( આકાશ ) માં ઘણાં દુખિયા લહ્યાં. સભામા–સભાની અમુક ઉંચાઇએ અર્થાત્ સૂર્યાદિકના માર્ગ સુધી સભાની ઉંચાઇ હતી. એટલી બધી ઉંચાઇ કોઇની હોય નહિ છતા વર્ણવી છે માટે અસંબધમાં સંબંધ વર્ણવાથી સંબં–ધાતિશયોક્તિ અલંકાર. અબ્ધિ–સમુદ્ર. આકાશને સમુદ્રનું રૂપ આપી

હિમાંશુની વારી એવી, શુકલપક્ષ મધ્ય આવે,
વિશ્રામ લે કૃષ્ણ પક્ષે, મિનારામાં માલતાં;
સજળ વાદળ તૂટે, મિનારાથી ના વછૂટે,
મેઘની ધારા ન ખૂટે, ચીરાઇને ચાલતાં;
તડિત રે' સંતાઇ ત્યાં, (જ્યાં) ગ્રહગતિ પૂઠે કરે,
મિનારાની એવી શોભા, ભૂલે બ્રહ્મા ભાળતાં;
મણિમય કૃતિમય, દેખાતો હતો ઉદય,
સદય હૃદય બને, કષ્ટ કૂડું ટાળતાં. ૪૩
વિમાનની સમાન તે, આકૃતિમાં અવનવી,
હતી સભા શકપ્રસ્થે, દુંદુભિ ત્યાં વાજતાં;

---

સભાના મિનારાની તેના કિનારાને ઠામે સંભાવના કરી છે માટે સ્વરૂપોત્પ્રેક્ષાઅલંકાર. ઉચ્ચાટમાં–ઉચાટથી. આવોજ પ્રસંગ ભારતચંપૂમાં હસ્તિનાપુરની ઉથાઇ વર્ણવતા અનંતભટે વર્ણવ્યો છે. ત્યાં એકલા ચંદ્રના યોગની કલ્પના કરી છે.

૪૩ હિમાંશુની–ચંદ્રની. વારી એવી–( સૂર્યની પેઠે ફરવાની ). કૃષ્ણ પક્ષમાં ચંદ્ર દેખાતો નથી ત્યારે ક્યાં રહેતો હશે તે વિષે કહે છે: વિશ્રામ ઇ૦. અહીં પણ અયોગમાં યોગની કલ્પના છે માટે સંબંધાતિશયોક્તિ. સજળ ઇ૦–પાણીથી ભરેલાં વાદળાં જ્યારે મિનારાથી વછૂટે નહિ–દૂર થઇને જાય નહિ ત્યારે તે વાયુના વેગને લીધે મિનારામાં અફડાઇને તૂટે છે. તૂટેલા વાદળાંમાંથી પાણી નીકળી જાયછે, એવી કલ્પના કરીને કહેછે કે, તેમાંથી મેઘની ધારાઓ ખૂટતી નથી. તડિત–વીજળી. ત્યાં–મિનારામાં. ગ્રહગતિ ઇ૦–મિનારાની આસપાસ ગ્રહો ગતિ કરેછે. મણિમય ઇ૦–એ મયદાનવની કૃતિ ( રચના ) મણિમય હતી–આખો મિનારો ( કે સભા ) મણિથી રચેલો હતો તથા તેનો ઉદય–ઉંચાઇ ( દૂરથી ) દેખાતી હતી. અથવા એ સભાવડે પાંડવોનો ભાગ્યોદય જોવામાં આવતો હતો. એ સ્થળનો મહિમા વર્ણવ્યો છે. સદય ઇ૦–ક્રૂર હૃદય મટીને એ સ્થળમાં હૃદય કોમળ થાય તથા કૂડું કષ્ટ ટળે, એવું એ સ્થાન હતું.

નવ દીસે સ્તંભ એકે, છે અધર અવનિથી,
જવનિકા જાણે કોણ, ચિત્ર શુદ્ધ રાજતાં;
લાવરી મયૂર મેના, બુલબુલ તેતર ત્યાં,
ખેતર ભર્યાંમાં બોલે ગવૈયા શું ગાજતા!
એમ પક્ષી પશુ સર્વ, ગાળે જોનારાનો ગર્વ,
સભા જોઇ ખીલે ખર્વ, પરમાર્થે રાજતાં. ૪૪

ષડઋતુકેરી શોભા, લોભાદિક સુખ સાથે,
હાથે સાહી સમર્પે કો, એમ મન થાય છે;
કુસુમના કયારા ઘણા, મણા મણિકેરી કશી,
વશી વનસ્પતિ ભાર, અઢાર ગણાય છે;
કૃષ્ણોત્પલ કોકનદ, કોક નદ નદી તીર,
નીર નહિ નીર જેવું, જોતામાં જણાય છે;
મલ્લિકાને માધવી ત્યાં, સાધવી જ્યાં સેવ રહી,
વહી વાયુ મોદ અર્પે, ભણતાં ભણાય છે, ૪૫

---

૪૪ શક્રસ્થે-ઇંદ્રપ્રસ્થમાં. દુંદુભિ-નગારાં. જવનિકા-પડદો. તેમાના પડદા ઉપર ચિત્ર કાઢેલાં હતાં તે શુદ્ધ (હુબેહુબ) મૂર્તિમંત દેખાતાં હતાં તેથી તેને કોઇ પડદા ઉપર કાઢેલાં ચિત્ર જાણી શકે નહિ. ખેતર ભર્યાંમાં-ભરેલા ખેતરમાં સભામાં ખેતરની તથા તેમાંના પક્ષીઓની રચના પણ કરી હતી, એ વ્યંગ્ય છે ખર્વ-અપૂર્ણ. અર્થાત્ સભા જોઇને અપૂર્ણ હોય તે પણ પરમાર્થે રાજતા (સંપૂર્ણ થઇને) ખીલે-આનંદ પામે.

૪૫ ષડઋતુ ઇ૦-એ સભામાં જાણે કોઇ લોભ ઉત્પન્ન કરે એવા સુખ સહિત છએ ઋતુઓની શોભા હાથે ઝાલીને આપતું હોય એવો ભાસ મનમાં થાય છે. કુસુમ-ફૂલ. કૃષ્ણોત્પલ-કાળાં કમળ. કોકનદ-રાતાં કમળ. કોક ઇ૦-કોક (મિથ્યા-કર્ત્રિમ) નદ અને નદીઓની તીર, તે નદીઓમાં ઉગેલાં કાળાં તથા રાતાં કમળ અને તેમાં નીર ન છતાં નીર જેવો દેખાવ, એવું જોતાં જણાય છે. મલ્લિકા-બટમોગરો. માધવી-

શીતળ ને મંદ વાય, સુગંધી સોહે સદાય,
દુઃખ દિલકેરાં જાય, સભા શાભા શોભે છે;
જલના તરંગ થાય હાલાએથી કષ્ટ જાય,
મન માન્યું લેઇ પાય, અભા દાભા ઓભે છે;
બને છે અકામી કામી, બ્રહ્મચારી મહાનામી,
તપપીડ નાખે વામી, લભા નાભા લોભે છે;
જેવા જેની જેહ વસ્ત, તેહ ત્યાં દિસે સમસ્ત,
ચંદ્રસૂર્યકેરો અસ્ત, ક્ષભા ક્ષાભા ક્ષોભે છે. ૪૬
દ્વિજાદિ કરે કલોલ; પોપટ બોલે મીઠા અતિ,
રતિવત વસે વાસ, શક્રપ્રસ્થ સભામાં;
તુંબરૂ અર્જુન મિત્ર, ચિત્રસેન ગંધર્વ જે,
અપ્સરાઓ લેઇ આવે, હરખ મૂકી ખમામાં;

---

સાધારણ મોગરાની વેલ. જ્યાં મલ્લિકા અને માધવીની સેવા સાધવી રહી (અટકી). અર્થાત્ તે પુષ્કળ હોવાથી શોધવાની જરૂર પડવી નથી. અથવા જ્યા રહીને મલ્લિકા વગેરેની સેવા સાધવાની-તેનો ઉપભોગ કરવાનો છે મોદ-હર્ષ. અર્પે-આપે.

૪૬ સભા ઇ૦-એવી સભા રૂપી શાભા (લક્ષ્મીનું મંદિર) શોભે છે. (શા-લક્ષ્મી+ભા-મંદિર "शार्ङ्गी कमलाख्या" અને "भा कान्तिर्मन्दिरे दिव ।" -સૌભરીકૃત કોશ) અભા ઇ૦-તેની અભા (આભા-કાંતિ) આગળ દા (દાનેશ્વરી) ની ભા (કાંતિ) ઓભે છે-કર્તવ્યશૂન્ય થાય છે. લભા ઇ૦-એવી આ સભાગાંની લ (લા-લલના-સ્ત્રીઓ) ની ભા (કાંતિ) થી ના (પુરૂષ) ની ભા (કાંતિ) લોભાય છે ("लग्ना चला" -સૌભરી કોશ) ચંદ્ર ઇ૦-જ્યારે ત્યાં ચંદ્ર અને સૂર્યનો અસ્ત થાય ત્યારે ક્ષભા (રાક્ષસોની કાંતિ) અને ક્ષાભા (પૃથ્વીના કાંતિ) ક્ષોભ પામેછે અર્થાત્ જેમ પૃથ્વી પર ચંદ્ર સૂર્ય અસ્ત થવાથી રાક્ષસો નીકળે છે અને પૃથ્વી ભયંકર લાગેછે, તેવા દેખાવ એ સભામા પણ જણાય છે- ("क्षामही तिना"-સૌભરી. "क्षः क्षये रक्षसि"-વિશ્વકોશ).

ગાન તાન થાય પૂર, રીઝે સામદ ને શૂર,
નૂર વધે નરકેરૂં, સભાકેરા વભામાં;
ન દીઠું દેખાય વહીં, જહીં તહીં જોવા જેવું,
ન ભૂમધ્ય હોવા જેવું, માનવના મભામાં. ૪૭

પ્રૌઢ વ્યાઘ્ર પાષાણુના, સુવર્ણે મઢેલાં અંગ,
દંગ થાય દેખતામાં, ડરે શૂર વીર સૌ;
પંચાનન પૂરા તેવા, કેશવાળી કેડી રહ્યા,
મૃગયાએ મંડયા મર્દ, બની વીરધીર સૌ;
અજગર ગર ભર્યાં, નર્યાં પડયા વાટ માહી,
જ્યાહી ત્યાહી જુએ જન, મીર ને ફકીર સૌ;
ધન્ય છે મયદાનવ, મરનવથકી ન થાય,
કૃતિ જોઇ દેવ હારે, નસાડી દે નીર સૌ. ૪૮

## કુંતીસભાદર્શન.

થયો અભિષેક અને, લોક જોવા આવ્યા અતિ,
રતિ ધારી કુંતીમાત, નિરખવા આવિયાં;

---

૪૭ દ્વિજાદિ-પક્ષીઓ વગેરે રતિવંત-( પરસ્પર ) પ્રીતિવાળા થઇને. તુંબુરૂ-દેવનો ગાયક. ચિત્રસેન-અર્જુનનો મિત્ર ગંધર્વ. અપ્સરાઓ લેઇ-મિત્રગૃહ હોવાથી નૃત્યગાન કરવાને. વભામા-મોટાઇમાં. ન દીઠું-કોઇ જગોએ નહિ જોયેલું મભામા ( મોભામા )-યોગ્યતામાં. જે વસ્તુઓની મનુષ્ય યોગ્યતા ધરાવી શકે નહિ તથા જે પૃથ્વી પર હોઇ શકે નહિ, તે પણ ત્યા હોય

૪૮ પંચાનન-સિંહ. મર્દ-વીર પુરૂષો ( ચિત્ર કે મૂર્તિના ) ગર-વિષ મીર અને ફકીર-( (એ પણ ચિત્રના) નીર-પાણી-સામર્થ્ય (દેવતું)

આવતાં જોઇને માત, ભીમાર્જુન ઉઠ્યા ભ્રાત,
યુધિષ્ઠિર જ્યાં સાક્ષાત, માત તેડી લાવિયા;
નમન કરી નરેશ, વદ્યા વાણી વા'લ આણી,
સભા જોવા માત આવ્યાં, સુકૃત્ય આ ભાવિયાં;
દેવ કે દાનવ મધ્યે, આ માનવ જેવી સભા,
વિશ્વકર્માથી ન બની, મયે ઉપજાવી યાં. ૪૯

ભીમાર્જુન જાવ ઊઠો, માતને બતાવો સભા,
જોઇ આશિર્વાદ અર્પે, વૃદ્ધ માતા મુખથી;
મોદ માની માત ત્યાં, સુત બે સંધાત લેઇ,
અવનવું અવલોકે, વાહ! કે'તાં મુખથી;
દાનવના વિશ્વકર્મા! ધન્ય! રચના આ કરી,
આકરી આ આંટી કેવી, હાસ્ય આવે દૂખથી;
શું ડૂબી ગઇ હું જળે! કો બજે કાઢો બા'ર રે!
આ વાર રે ઉગારીએ, (ન) તારીએ કે રૂખથી. ૫૦

હા માત! ભૂલ્યા ભૂલિયા, દાવ દાનવ દૂસિયા,
મૂલ્યવાળા મૂળિયાકું, સા'વ કર સા'વ રે;

---

૪૯ અભિષેક–( વાસ્તુના યજ્ઞનો ). રતિ–પ્રીતિ. સુકૃત્ય ઇ૦–પુત્રોનાં સુકૃત્ય તેમને ભાવનાં–પસંદ પડ્યાં. મયે ઇ૦–એવી સભા યાં ( અહીં ) મયે ( મયદાનવે ) ઉપજાવી–કરી.

૫૦ યુધિષ્ઠિર માતાને તેડી લાવીને ભીમ તથા અર્જુનને માતાની સાથે લઇને સભા બતાવવા આજ્ઞા કરેછે: ભીમાર્જુન ઇ૦. આકરી ઇ૦—આ આકરી ( કઠણ–ન સમજાય એવી ) આંટી ( ભૂલવણી ) કેવી છે ! અર્થાત્ સ્થળને ઠામે જળ જાણીને હું બુડી પડી ! ! હાસ્ય–આવી 'એ ભુલવણી ઘણી' કહેતાં જોઇને. એવામાં સ્થળરૂપ દેખાતા જળમાં પડીને બોલી ઉઠેછે: શું ઇ૦– રૂખથી–ઇચ્છાથી.

આગળ છે પાણી પૂર, જશો નહિ જશો નહિ !
કાયકંપે ભૂમિ ચંપે, શાંત માત ! થાવ રે;
દીનવાણી હીન પ્રાણી, જેવી જાણી સ્થિતિ આણી,
પીન પીડા ના પિછાણી, સુત હું ને વા'વ રે;
સ્થળ દેખું ડૂબું મધ્ય ! કારણ કશું તે કહો,
કોપ નવ કરૂં રજ, ભાખો ખરો ભાવ રે ! ૫૧

ભીમાર્જુન કહે ભૂલ્યા, સ્થળઠામ જળ આ તો,
પ્રયુક્તિ એ પૂરી કીધી, ચતુરાઇ ચાલ છે;
ઇંદ્રનીલમણિતણાં, પત્ર અત્ર પાથર્યાં છે,
સુહાવતાં સરોવરે, એ મણિનાં ડાળ છે;
સરોજ છે સુવર્ણનાં, પક્ષી જાતો જાતકેરાં,
પંચ રંગી પદ્મ પૂર્યાં, દર્શતાં રસાળ છે;
કંચનના કૂર્મ કર્યાં, મીન પણ મૂલ્યવાન.
મણિ જડી કર્યાં પૂરા, કર્ત્રિમ આ વ્યાળ છે. ૫૨

---

૫૧ માતાને જળમાં પડેલી જોઇને તેની પાછળ ચાલતા ભીમાર્જુન કહે છેઃ હા ઇ૦-હા માત ! અમે ભૂલ્યા ભૂલ્યા ! દાનવે કરેલા દાવ ( યુક્તિ ) માં અમે પણ ડૂલ્યા-મયદાનવે કરેલો ભ્રમ અમે પણ સમજી શક્યા નહિ. મૂલ્યવાળા ઇ૦-અમે મૂલ્યવાળા છતાં મૂલિયા-મુલવાયા-અમારી પણ કીમત થઇ ગઇ ! હવે હાથ ઝાલો હાથ ઝાલો ! કાય ઇ૦ -તમને પાણીમા પડેલાં જોઇને અમારી કાયા કંપે છે તથા અમારાં અંગ ભૂમિમાં ચંપાઇ જાય છે. દીન ઇ૦-એવી રીતે પુત્રોની હીન પ્રાણી જેવી દીન વાણી જાણીને કુંતિએ સ્થિતિ આણી ( સાવધતા ધારણ કરી ) અને પોતાની પીન ( અતિ ) પીડાને તેણે પિછાણી ( જાણી ) નહિ ( સુતવાત્સલ્યથી ). અને બોલી કે, હે સુત ! તમે મને વા'વ ( છેતરો ) છો. છેતરવાનું કારણ કહે છેઃ સ્થળ દેખું છું અને તેમાં ડૂબું છું !

૫૨ કીધી-( મયદાનવે ). ચતુરાઇ ઇ૦-પોતાની ચતુરાઇ બતાવ-

પગથી સ્ફટિક કેરી, કેવી કરી હેરી જુઓ,
નિર્મળ જળે ભરેલી, વર આ તનાવડી;
મંદમંદ વાયુ વાય, જળબિંદુ ઇંદુ જેવા,
ધવળ નવલ દીસેં, મૌક્તિકપંક્તિ પડી,
અમલ કમલ મધ્ય, જળબિંદુ પડયા જેહ,
તેહ હંસ ચરે જાણે, અંતર આવે અડી;
પદ્મિનીની ચારે પાસે, કિનારા મિનારા કર્યા,
નીલમણિકેરી શિલા, ધાલી છે ઘડી ઘડી ૫૩

---

વાને કારીગરો આવું કરે છે, એવા કારીગરોનો ચાલ છે સ્થળઠામે જળ દેખાવાનું કારણ કહે છે ઇંદ્રનીલ ઇ૦ ઇંદ્રનીલ મણિ–કાળો મણિ ઇંદ્રનીલ કાળો હોવાથી કાળા પાણી જેવો દેખાય છે એજ મણિના વૃક્ષના કાળ કર્યા છે તે સરોવરમા ઝાડની કાળોના પ્રતિબિંબ જેવા દેખાય છે. સરોજ–કમળ પક્ષી–જળપક્ષી કૂર્મ–કાચબા મીન–માછલા વ્યાળ–જળસર્પ

૫૩ હવે જળસ્થાને સ્થળ કેમ દીસેં છે તે કહે છે પગથી ઇ૦ પગથી –પગે ચાલવાનો માર્ગ. નિર્મળ પાણીમાં ગયેલો સ્ફટિકથી બાંધેલો રસ્તો જળની નિર્મળતાને લીધે સ્થળ જેવો ભાસે છે તલાવડીના કિનારાપર પડેલા ઇંદુ (ચંદ્ર જેવા) ધવલ (ધોળા) અને નવલ (નવા) જળના બિંદુ પડયાં છે, તે મૌક્તિકની પંક્તિ–મોતીની હારો પડી હોય તેવા દીસેં છે અમળ ઇ૦–તલાવમાં ઉગેલા અમળ (નિર્મળ) કમળમા જે જળના બિંદુ પડયા છે તે જાણે હંસ મોતી ચરતા હોય એમ અંતરમા લાગે છે. (કમળનો આકાર જળમા ઉભેલા ચારો ચરતા હંસ જેવો દેખાવાથી) પદ્મિની ઇ૦–પદ્મિની (તલાવડી) ની ચારે પાસે જે કિનારા છે તે સ્થળ ઉપર કરેલા મિનારા જેવા દેખાય છે અને તેની વચમા જે કાળું પાણી દેખાય છે તે નીલમણિ (કાળા મણિ) ની ઘડી (મોટી) શિલા ઘડીને (સાફ કરી ઓપીને) ઘાલી છે એમ લાગે છે, તેથી જળસ્થાને સ્થળની ભ્રાંતિ થાય છે

અનેરા કિનારા એવા, જળરંગ જેવા જાણે,
ઉભયનાં એક રૂપ, ભીંતર ને બારણે.
પદ્મપુષ્પો થકી તેહ, પદ્મિની ઢંકાઇ ગઇ,
ભૂમિ સમ થઇ રહી, ભૂલે ધ્યાની ધારણે;
ચીતર્યાં શાં કમલે તે, નીતર્યાં અમલ દિસે,
જળ સ્થાને સ્થળ દર્શે, એવા ભ્રમ કારણે;
જાણતા હતા અમે બે, તથાપિ એ ભૂલી ગયા,
મયની કૃતિ સ્મૃતિમાં, પુત્ર ભૂલે પારણે. ૫૪

કુંતી માત જોઇ રીઝયાં, અવનવું જોયું વળી,
મળી આવે હેરહેર, જેવું ન જોયું કદી;
કારંડવ હંસ કોક, ખરા ખોટા ઉભય ત્યાં,
ભ્રમિત થ પૂછે માત, ચક્ષથી જુએ યદિ;
આ નિર્મ્યાં વિધાતા કેરાં, કે આ મયદાનવના,
જણાવીએ સુત મારા, સત્યવાણી તો વદી;

---

૫૪ જળને ઠામે સ્થળ કેમ દેખાય છે તે સ્પષ્ટ કરે છેઃ અનેરા ઇ૦–અનેરા–બીજા–જૂદા પ્રકારના તલાવડીના કિનારા એવા જૂદા પ્રકારના કર્યા છે, અને તેનો રંગ એવો જળના રંગ જેવો કર્યો છે કે તેથી જળ અને કિનારાની જમીન ઉભયનો ( બન્નેનો ) એક રંગ જણાય છે. ભીંતર–તલાવડીની માંહે. બારણે–કિનારા ઉપર પદ્મિની–કમળવાળી તલાવડી. ભૂલે ઇ૦–ધ્યાન આપીને જોનારો મનુષ્ય પણ જળ ધારવામાં ભૂલે. એ દેખાવથી કેવો ભ્રમ થાય છે તે વર્ણે છેઃ ચીતર્યાં ઇ૦–આ કમળ શાં ( કેવાં ) ચીતર્યાં છે! તે નીતર્યાં અને અમળ (નિર્મળ) દેખાય છે! કવિ કહે છે કે એવા ભ્રમને લીધે જળને સ્થાને સ્થળ દેખાય છે મયની ઇ૦–મયદાનવની કૃતિની સ્મૃતિ રાખવામાં પારણામાં સૂવાડેલા પુત્રને પણ માતા ભૂલી જાય!–એવી તલ્લીન થઇ જાય અથવા ભ્રમિત થઈ જાય!

પ્રફુલ્લિત આ પોયણી, પ્રભાકર પ્રકટ્યો છે,
અવનવું આ તો જોયું, સુણ્યું નવ સો સદી! ૫૫

આ શું ! વૃક્ષ સુવર્ણનાં, દિવ્ય દરબાર આ શું !
દેવેશનો હશે બાગ, અહીં ક્યાંથી આવિયો !!
શ્રેષ્ઠતર આવું સ્થાન, કોઈ દિન મેં ન ભાળ્યું,
પાર્થ પરાક્રમ પૂર્ણ, અસભ્ય આ લાવિયો,
ચિત્ત મારૂં ચંચળ આ, જોઈ થયું કેવું કહું,
જાણે નવ રસે આજે, ભાવ ઉપજાવિયો
પૂર્વજન્મકેરાં પાપ, બાપ ! સારૂ કર્યાં મારાં,
એમ લાગે થાય મિથ્યા, શોક સા તજાવિયો!! ૫૬

---

૫૫ કારંડવ–એક જાતનું જળચર પક્ષી. કોક–ચક્રવાક. ચકિ–જો. જો કે માતા ચક્ષુથી જુએછે તથાપિ ભ્રમિત થાય છે કે આમાં ખરાં ક્યાં અને ચિત્રિત ક્યા ? પ્રફુલ્લિત ઇ૦–પ્રભાકર ( સૂર્ય ) પ્રકટે ત્યારે પોયણી બીડાઈ જાય છે, એવો સૃષ્ટિનો નિયમ છતાં પણ અહીં તો પોયણી પ્રફુલ્લિત છે, માટે આ તો જે સો સદી ( સૈકા ) મા પણ સાંભળ્યું નથી એવું અવનવું જોયું ! ! અહીં કુન્તીનો વિસ્મય એ સ્થાયિભાવ છે; મયદાનવનું સભાનિર્માણ રૂપ લોકોત્તરકાર્ય એ આલંબનવિભાવ છે; એ લોકોત્તર કાર્યનો જે મહિમા વર્ણવ્યો છે, તે ઉદ્દીપનવિભાવ છે. કુંતીનું ચીતરવું, ભ્રમિત થવું, વગેરે સંચારીભાવ છે; એ સર્વથી અહીં અદ્દભૂતરસ વર્ણવ્યો છે. ( એજ પ્રમાણે આ ગ્રંથમા સર્વત્ર વિસ્મય સ્થાયિભાવનું પોષણ કરવામા આવશે, માટે અદ્ભૂતરસની ઉત્પત્તિ સમજી લેવી ).

૫૬. દેવેશનો–ઇંદ્રનો. શ્રેષ્ઠતર–વધારે શ્રેષ્ઠ. પાર્થ ઇ૦–આ અલભ્ય વસ્તુઓને અહીં લાવ્યો માટે પાર્થનું પરાક્રમ પૂર્ણ છે ! જાણે ઇ૦–જાણે નવે પ્રકારના રસે મને ભાવ ( આનંદમય સાત્વિક ભાવ ) ઉપજાવ્યો હોય, એવું મારૂં ચિત્ત થયું છે ! બાપ–હે બાપ ! –હે દીકરા !

ભૂમિ ભીંતે જે રત્ન તે, મેં ભાળિયાં ના ધારિયાં,
ચાં તોરણો મોતીતણાં, આ અમૂલી બાંધિયાં;
શાક ને આ પાક પૂરા, ભાજી તાજી ભલી દિસે,
પ્રીસે પ્રેમે પ્રેમદા આ, કેવી પેરે રાંધિયાં;
ષડ્‌રસના સ્વાદ જે જે, ભોગવું હું ભક્ષ વિના,
સફળ જીવ્યું મેં કર્યું, ન ભાળ્યું તે ખાધિવાં!
કુરંગ ને માતંગ આ, છે ખરા કે ચિત્રકેરા,
એ સમજાવો તમે તો, શુદ્ધ સત્વો સાધિયા. ૫૭

. ભીમાર્જુન! આ શું ભાળું! વારણ વડામા વડો,
શ્વેત શુદ્ધ પય જેવો, જોતામાં જણાય છે;
આહા! શો રૂપાળો હરિ, કારમો છે કોનો ભાઇ?
દંત એના વળ્યા કેવા, બે ચાર ગણાય છે;
ગંડસ્થળ મધ્ય મૂક્યો, અરાડી અંકુશ આ શે?
ઝૂલ ને અંબાડી ભારી, ચિત્તમાં ચણાય છે;

---

શ્રમ ઇ૦—મને અહીં ફરતા ફરતા શ્રમ તો થાય છે પણ જોવાના આનંદથી તે શ્રમ પાછો મિથ્યા થાય છે—જણાતો નથી।

૫૭ ભૂમિ ઇ૦—આ સભાની ભૂમિમાં અને ભીંતમાં જે રત્ન જડયા છે તે મેં ભાળ્યા નથી કે ધારણા પણ કર્યાં નથી। અમૂલી—અમૂલ્ય. ચિત્રનાં શાકપાકાદિ અને ભોજનાદિ વર્ણે છે. શાક ઇ૦. ભોગવું—અનુભવું એવા પ્રકારનો વાસ આવવાથી કે મનની તૃપ્તિ થવાથી. ન ભાળ્યું—જેમણે આવું આવું કાંઇ જોયું નહિ તે તો ખાધિયા—ખાધ ઉપર ભાર ઉંચકનાર મજૂર જેવા કે મડદાં ઉચકનારા જેવા માણસ જાણવા. કુરંગ—મૃગ. માતંગ—હાથી. શુદ્ધ ઇ૦—તો તમે શુદ્ધ સત્વ સાધ્યા—યથાર્થ જ્ઞાન મેળવ્યું છે, કે મને આપ્યું એમ હું જાણીશ (અધ્યાહાર).

સપ્ત એને મુંડ કેરી કેંવા વાત સમજાવી,
આવી આ અલભ્ય વસ્તુ, ભણુતા ભણાય છે !! ૫૮

## ઐરાવતપ્રશંસા

પાર્થ કહે માતા ! એ તો ઐરાવત નામ હસ્તી,
દિગ્ગજનો સ્વામી નામી, કપૂર શો શ્વેત છે,
રત્નાકર મથી રત્ન, ચતુર્દશ કઢયા જેહ,
તે મધ્યનું એક આવું, કેવો એનો વેત છે,
અડગ એ યુદ્ધ માંહિ, અરિગણુથી ન હારે,
વારે ન કોઇ, એ પર ઈંદ્ર કેર હેત છે, .
દંતુસળ મુસળ શા, વજ્ર કરતા કઠિન,
જીતે યુદ્ધ એનાથકી, ગજરાજ શ્વેત છે ૫૯

---

૫૮ હવે કવિ કુંતીમાતને ઐરાવતની પ્રતિમા દેખાડીને ગ્રંથના મુખ્ય વિષયનું બીજ રોપે છે, ભીમાર્જુન ૬૦–હે ભીમ ! હે અર્જુન આ હું શું દેખું છું ! વિસ્મય આ શુદ્ધ પય ( દૂધ ) જેવો શ્વેત આકાશમાં વડો વારણ ( હાથી ) દેખાય છે હરિ–હાથી સપ્ત–સાત ભણુતા ઈં–એ હાઈ વર્ણવતા વર્ણવાય એવી છે !

૫૯ દિગ્જનો–આઠ દિશાઓમાં રહેલા આઠ હાથીઓનો ચતુર્દશ –ચૌદ ચૌદ રત્નમાં ઐરાવતની ગણના થયેલી છે –

लक्ष्मी, कौस्तुभ, पारिजातक, सुरा, धन्वतरि, चद्रमा,
गाव कामदुधा, सुरेश्वरगजो, रमा च देवागना,
अश्व सप्तमुखो, सुधा, हरिधनु शङ्खो, विष, चाम्बुध
रत्नान्यथ चतुर्दश प्रतिदिन कुर्वन्तु नो मगलम् ॥

લક્ષ્મી, કૌસ્તુભ મણિ, પારિજાતક વૃક્ષ, સુરા, ધન્વંતરિ વૈદ્ય, ચંદ્રમા, કામદુધા ગાય, ઐરાવત હાથી, રંભા અપ્સરા સાત મુખનો અશ્વ, અમૃત,

માનવકેરા જોવામાં, આવે નવ એ કદાપિ.
જે મયદાનવે દીઠો. આ લેખ્યો એ તેવો છે;
ચતુરાઇ ચિત્રકેરી, પ્રત્યક્ષ જણાય માટે,
કેવો વર વારણ આ, સત્ય જોવા જેવો છે !
વળી ચાલો આગળ જ્યાં, અવનવાં એવાં ઘણાં
મણિમય જુઓ પેલો, માતા ! મોર કેવો છે !
ભીમભડ કહે ચાલો, જોવાનું ઘણુંય હજી,
કુંતી જુએ હસ્તી ઉભી, માન્યો મિષ્ટ મેવો છે.

## કુંતીકામના.

બીજું નવ જોવું કાંઇ, હસ્તી અવનવો ભાળું,
શું સ્વર્ગે આ વાસ વસે, કે કો અન્ય ઠામમાં
વાસવનો વારણ એ, અમરાવતીમાં હશે,
શંકા સમાધાન થયું, નૂર વધ્યું નયનમાં !
ચિત્ર જેવું આવું સુત વપુ તેનું કેવું હશે,
જોયું નહિ વેતું ઇચ્છ્યું આયુ, કયા ઠામમાં ?

---

ઇંદ્રધનુષ્ય, શંખ, જળમાંથી ઉપજેલું વિષ, એ ચૌદ રત્ન અમારું સદા કલ્યાણ કરો. વેધ-રચના વારે ઇ૦-એને કોઈ વારે ( અટકાવે ) નહિ. રણરાજિ ઇ૦ એ હાથી રણ ( સંગ્રામભૂમિ ) ની રાજી ( પંક્તિ ) નું ભેદ ( ક્ષેત્ર ) છે. ઐરાવત રૂપી અલૌકિક વસ્તુનો મહિમા વર્ણવ્યો છે માટે વિસ્મય સ્વાભિલાષનું ઉદ્દીપન.

૧૦ ચતુરાઈ—એ હાથી પ્રત્યક્ષ હાથી સરખો જણાય છે માટે એ ચિત્રની ચતુરાઈ છે. ૧૨-ઉત્તમ કુંવી ઇ૦-કુંવી ચીતર્યું કહેવું ન સાંભળતાં હસી રૂપાં હાથીનેજ જુએ છે. કુંતીના વિસ્મયની વ્યંજના.

ભીમાર્જુન સમા સુત, કામના ન થાય પૂરી;
એ તે બને કેમ વારૂં ? છે સંગાઇ શ્યામમાં !! ૬૧

પ્રત્યક્ષ આ જેવો હસ્તી, જેવા જેવું પછે જોવું,
ઓહો ! શું સ્વરૂપ એનું, ભીમાર્જુન ભાખિયે!!
સુખ મને સુતવડે, અલભ્ય થયાં છે લભ્ય,
દર્શન દે હસ્તી આવી, કષ્ટ કાય ટાળિયે;
તારા તો અપાર ઉગ્યે, પ્રકાશ પડે ન પૂરો,
એક ચંદ્ર ઉદે થાતાં, સાંપડ્યું સંભાળિયે;
કો કૈરવ શત જાણે ? વખાણે પંચ મારા સૌ,
પંચ એક રૂપ પૂરા, ન્યાળતાં શું ન્યાળિયે !! ૬૨

જાવ ભાઇ ! જાવ વેગે, હસ્તી માતા કાજ લાવો,
ભાવતા અધિક ભાવો, પૂરી કરો કામના;
મારા જેવી મન માન્યું, જુવે નહિ આવી વેળા,
પછે જોશે કોણ બીજું, છે આ દિન કામના;

---

૬૧ વાસવનો–ઇંદ્રનો. અમરાવતી—ઇંદ્રની નગરી. શંકા ઇ૦–એ હાથી ક્યા હશે એવી પ્રથમ શંકા થઇ, અને પછી, અમરાવતીમાં હશે, એમ કહેવાથી શંકાનું સમાધાન થયું. નૂર ઇ૦–એના નામમાંજ મોટું નૂર–તેજ છે !–એનું નામજ લભ્ય છે ! વપુ–શરીર. છે ઇ૦–વળી શ્યામ ( કૃષ્ણ ) આપણા સગા છે, તો એ હાથી લેવાની મારી ઇચ્છા કેમ પૂરી ન થાય !

૬૨ અલભ્ય ઇ૦–ન મળે એવાં સુખ મને દીકરાઓવડે મળ્યાં છે. હવે હસ્તી આવીને મને દર્શન દે, એટલું હું ઇચ્છું છું. તો તે મારૂં કાયાનું કષ્ટ તમે ટાળો. સાંપડ્યું ઇ૦–જે મેળવેલું હોય તેને લેઇ રાખીએ, કો ઇ૦–સો કૈરવ છે પણ તેને કોણ જાણે છે ? પણ મારા પાંચ પુત્રોને સૌ વખાણે છે. એક ચંદ્રની ઉપમા ઘટાવવા સારૂં કહે છે: પંચ ઇ૦–એ પાંચ છતાં પણ સંપને લીધે પૂરેપૂરા એક રૂપ છે.

-વશ કર્યાં વાસવને, ગંધર્વના ગાળ્યા ગર્વ,
સુત છે સમર્થ મારા, નથી કોઇ નામના;
માત મન મનવવા, ઐરાવત આણી આપો,
તાપ તનતણો કાપો, નથી ઓછી નામના ! ! ૬૩

## ભીમાર્જુનભાષણ.

ભીમભડ ભાખ્યો તદા, મોંમાં માય એવું માગો,
અલભ્યમાં અનુરાગો, લભ્ય કેમ થાય તે ?
પૃથ્વીપડતણી તમે, વસ્ત જે સમસ્ત માગો,
આણી આપું વિપળમાં, ક્યાંથી સ્વર્ગે જાય તે !
મૂઆ પૂઠે જ્યા જવાય, તે પણ સત્કર્મ હોય,
સ્વદેહે ન જાય કોઇ, હરિગુણ ગાય તે;
ચાલો ઝટપટ આગે, જોઇ જૈયે પાછાં વળી,
કામના તમારી કળી, વ્યથ મન વા'ય તે ! ૬૪
ધનંજય કે' જનની ! આશા પૂરાય મનની,
શે તૃપ્તિ થાય તનની, અટપટું માગતાં !
શતક્રતુ શક્રેરૂં, ઐરાવત વાહન એ,
પૃથિવી પ્રત્યક્ષ આવે, મરજાદા ત્યાગતાં;

---

૬૩ ભાવતા ઇ૦–તમે ભાવતા તો છોજ, પણ મને હાથી આણી ાપીને અધિક ભાવતા થાઓ. મારા જેવી–પાચ પ્રતાપી પુત્રોની માતા. ાર્વ નામે સંચારીભાવ આવી વેળા–આવા અભ્યુદયની વખતે–ગંધ- ર્વના–ચિત્રરથ ગંધર્વના નામના–કહેવા માત્ર બળવાળા નામના–કીર્તિ.

૬૪ ક્યાંથી–પણ સ્વર્ગે તે કેમ કરીને જાય ! (કોઇ કર્તા અધ્યા- ..ત છે) હરિગુણ ઇ૦–જે હરિના ગુણ ગાય, તે પણ સ્વદેહે સ્વર્ગમાં ..ઇ શકે નહિ. જોઇ ઇ૦–સભા લેઇને પાછા વળી જઇએ (નિત્રાસગૂઢ ..રૂ). કામના ઇ૦–તમારી કામના (ઇચ્છા) અમે કળી (જાણી); જે ..નને વ્યર્થ વાહાય (છેતરે) તે (એવી) તમારી કામના છે !

માનવામાં આવે કેમ? વેધી નાખે વજ્ર કાય,
ચાલો વળી અન્ય બાજુ, મન અનુરાગતાં;
શતક્રતુ કૃપાવડે, પાકારિને જીતે પાર્થ,
કિંતુ પથ સ્વર્ગકેરો, જાણું નહિ જાગતાં. ૬૫

## કુંતીકોપ.

ધીરવીર સાચા માન્યા, પંચ પુત્ર આકરા મેં,
મનવાંચ્છિત અર્પતાં (તો), કોઇ ના પાછો પડે;
ધારણા ને ધ્યાન એ સૌ, વ્યર્થ અર્થવતી મતિ,
હા! શું કરૂં આજ હવે, અંગેઅંગ ઉપડે!!
મહામહાકષ્ટ વેઠી, પુત્રપાલન મેં કર્યું,
તે વ્યર્થ હા! નિશ્ચે થયું, શું જડવાનું જડે!!
કામના પૂરણ ના જો, નવા યુવાપુત્રથી તો,
ધિક્ક પ્રભા! ધિક્ક સભા! કીર્તિ કુડી એવડે!! ૬૬

---

૬૫ શતક્રતુ-સો યજ્ઞ કરનાર. પૃથ્વી ઇ૦-એ વાહન ઈશ્વરકૃત મર્યાદા (સ્વર્ગનું પૃથ્વીપર ન આવે એવી) ત્યાગીને પૃથ્વી ઉપર પ્રત્યક્ષ આવે શું? કોઇ કહેશે કે હા, આવી શકે તો માનવામાં કેમ આવે? કેમ ન માનવામાં આવે, એમ કહેશો તો, વેધી ઇ૦-ત્યાં જતાંમાં ઇંદ્ર પોતાના વજ્રવડે કાયાને વેધી નાખે. પાકારિને-ઇંદ્રને. જાગતાં-અર્થાત્ એ તો સ્વપ્નામાં આવી શકે; જાગ્રત અવસ્થામાં તો એ માર્ગ જવું શકાય નહિ. મતલબ કે તમારી ઇચ્છા સ્વપ્નના પદાર્થ મેળવવા જેવી દુર્ઘટ છે.

૬૬ ધારણા ઇ૦-મેં જે ધારણા ધારી અને જે વસ્તુ ધ્યાનમાં લીધી એ સર્વે અર્થવતી મતિ (ધારેલો અર્થ પ્રાપ્ત કરવાની ઇચ્છા) વ્યર્થ થઇ. હાય! હવે હું આજ શું કરૂં? મારા અંગેઅંગ ઉમંગ ઉપડે છે!! શું ઇ૦-પુત્રપાલનાદિ દુઃખમાંથી જડવાનું શું જડે એમ છે? નવા ઇ૦-નવીન અને જુવાન પુત્રવડે. પ્રભા-કાંતિ.

વાસુદેવે વેણુ પાળ્યું, દેવકી માતાતણું જે,
સ્વલ્પ કાર્ય એ હતુ શું, વિચારી વિચારશે;
મૂઆ સુત આણી આપ્યા, આશ પૂરી તાપ કાપ્યા,
હર્ષોંમંગ અંગ વ્યાપ્યા, કોણ ના સંભારશે![1]
ગ્મામનીષા પૂરવાને, સુત સાચવી રાખયા,
મિથ્યા વૃથા પૃથામાને, દુઃખથી આ તારશે!
માત માગ્યું અપાયું ના, ભીમાર્જુન ભડ બેથી,
કુંતીથી ન કાંઇ હવુ, અરિ અંગ ચાર'શે. ૬૭

શ્રી ગાંધારી અણુચારી, વધારીને વાત કે'શે,
દુર્યોધન દુશ્મન શું, મે'ણું વેણું મારશે,
કોઇ વાત લાગે નહિ, અથરત્વ અંગ વ્યાપે,
ઐરાવત દેખે નહિ, કુંતી પ્રાણ ધારશે?
પ્રભાકર ઉગે અને, ઝાકળનું જળ રહે,
મૃગજળ સત્ય ઠરે, શશ સિંહ ડારશે!
કદાપિ એ બને જાણો, તથાપિ ન જીવે કુંતી,
[1]શકનાગ જુએ નહિ, અગ્નિ દેહ બારશે. ૬૮

---

૬૭ વિચારી-વિચારવંત દેવકીનું શું વેણ પાળ્યુ તે કહે છે મૂઆ ઇ૦ હર્ષોંમંગ-હર્ષ અને ઉમંગ (હદ). મામનીષા-માતાની ઇચ્છા. મિથ્યા ઇ૦-આ પુત્રો મને દુઃખથી તારશે, એમ પૃથા (કુંતી) મિથ્યા માને છે! એ આશા વૃથા છે!! અતિ નિરાશીપણું બતાવવાને મિથ્યા અને વૃથા બે શબ્દો મૂકી અર્થની પુનરૂક્તિ કરી છે! શત્રુઓ તમને આવા મહેણા મારશે, તે કહે છે માત માગ્યુ ઇ૦-ભીમ અને અર્જુન એવા બે ભડ (વીર) પુત્રોથી પણ માતાએ માગ્યુ તે અપાયુ નહિ, અને ન અપાયું ત્યારે કુંતીથી પણ કાં। થયું નહિ, એવા વચન બોલીને અરિ તમારાં તથા મારાં અંગ ચા'રશે

૬૮ કયા અરિ મેહેણા મારશે તે કહે છે શ્રી ગાં૦, દુર્યોધન ઇ૦–

કહી એવું શિર કર, ધરી મુખ ખૂબ પાંડી,
અરે ! નવ કોઇ બેલી, માદ્રી ! ધન્ય તુજને;
સુત શ્યામાકેરા થશે, જાણી રહી જીવતી ના,
મૂઢમતિ જીવી હું શે, વ્યર્થ વારી મુજને !!
સપત્નીપણું તેં ધાર્યું, સુખ હરી લીધું મારું,
તેં કર્યું ન કાંઇ સારું, બટકાવી હું વને !
ભલાં ભાગ્ય બાઇ! તારાં, મારા કર્મને હું દેષ–
દેઇ દિન ગાળું હવાં, તાપ ત્રિવિધ તને. ૬૫

અશ્રુકેરી ધાર ત્યાં ચે-ધાર વાર વાર ચાલે,
કંપે અંગ જંપે નહિ, નિઃશ્વાસ નાખે અતિ;
કાર્ય કરનાર, કર—ધરનાર નથી કો શું ?
કુંતી ગુંતી કષ્ટકીચ, દીનત્વ દાખે અતિ;
વા'ર કરે વાસુદેવ, સુતથી ન કાંઇ થાય !
અરે ! શું ન એહ આવ્યા ! હેત જે રાખે અતિ !!

---

દુશ્મન એવો દુર્યોધન મહેણાંથી અને વેણે ( વચનથી ) શું ( કેવો ) મારશે. કોઇ ઇ૦–પણ તમારા અંગમાં અશૂરત્વ ( કાયરપણું ) વ્યાપવાથી તમને કોઇ વાત લાગવાની ( અસર કરવાની ) નથી !! શશ ઇ૦–સસલું શું સિંહને હારી શકે ! શકનાગ-ઇંદ્રનો હાથી. અગ્નિ ઇ૦–દેહને અગ્નિમાં બાળશે.

૬૫ શિર ઇ૦–માથા ઉપર હાથ મૂકીને. શ્યામકેરા–તેમની પરણેલી સ્ત્રીઓના ( વાહાલા ). વારી–પાંડુની પાછળ સતી થતી અટકાવી ! સપત્નીપણું ઇ૦–તેં પોતે સતી થઇને અને મને સતી ન થવા દેઇને મારું સુખ હરી લીધું છે, અને એમ કરીને તેં તારો શોકયપણાનો ભાવ વાળ્યો છે ! તને–શરીરે.

પ્રાણપતિ ! સ્વર્ગે વસ્યા, કુંતીકેરૂં કષ્ટ દહો,
એને શિર હું છું કહો, ચોટ આ ચાખે અતિ ! ! ૭૦

## ભીમાર્જુનભય.

ભીમભડ ભાખ્યો ભાઇ ! જા જઇ નરેશને કે',
તેડી લાવ્ય તર્ત અત્ર, શાંત કરે માતને;
હું ન સુણું બોલ એના, સંભળાયે ન હુંથી તે,
સઘ સમાધાન કરે, સાચી વદી વાતને;
વધારે શું વાત કરૂં, નવ મળે એવું માગી,
વેણબાણે વેધે વપુ, ખોવા બેઠી ખ્યાતને !
ચાલ્ય મા ! હું સાથ આવું, સ્વર્ગમાર્ગ દે બતાવી,
તારી ભાવી વસ્ત અર્પું, શુદ્ધ ધરવ શાતને !, ૭૧
અર્જુન જૈ આવ્યો ઝટ, યુધિષ્ઠિર દોડી આવ્યા,
દ્રૌપદી સુભદ્રા આવ્યાં, વાતેવાત જાણીને;
દ્રૌપદી સુભદ્રા પાસ, જાય તેને તો ઉવેખે,
શાંત સ્વામી કરો વા'લે, ભોગ ભવા પ્રાણીને ! !
વૃદ્ધ વેરી વિશ્વમાં છે, વ્યર્થ થાયે કેમ એ તો,
મારા નવ મારા થયા, જાણ્યું હેન આણીને;
પારકાની આશા એ તો, નિરાશાતણા તમાસા,
ખાસા ખાત ધારી સેવો, પીડાવા ઘો પ્રાણીને ! ! ૭૨

---

૭૦ ગુંતી-ગુમાઇ-ઠળી ગઇ પાહુને સંસારે છે: પ્રાણપતિ ઇ૦. એને ઇ૦-હું કુંતીને માથે છું, એને દુઃખ નહિ પાડવા દઉં, એમ કહો. ચોટ ઇ૦-આ (કુંતી) અતિ ચોટ (દુઃખનો માર) ચાખે છે.

૭૧ ભાઇ !-હે અર્જુન ! નરેશને-યુધિષ્ઠિર રાજાને. ન સુણું-સાંભળી શકતો નથી ! ખ્યાતને-કીર્તિને.

૭૨ દ્રૌપદી ઇ૦-દ્રૌપદી અને સુભદ્રા જ્યારે કુંતીમાતાની પાસે ગયાં ત્યારે કુંતીએ તેમનો તિરસ્કાર કરવા માંડયો. વૃદ્ધ વેરી-વૃદ્ધ એજ વેરી.

ભીમાર્જુન લુવે આંખ્ય, યુધિષ્ઠિર નમે જઈ,
માત! એ હસ્તી ન આવે, કલ્પના કાંઈ કરો!!
જાણો તમે જોયું ઘણું, કારજ કરાય કેમ?
ઈંદ્રરાય હસ્તી આપે? બોલતાં શું ના ડરો!!
આ ચિત્રમાં જેવો કાઢ્યો, તેવો હસ્તી હશે માતા,
ભજો પ્રભુ ભાવ ધરી, ત્રિભુવન આ તરો!!
ઐરાવત ભાળ્યા થકી, સ્વર્ગમાં જવાય નવ,
હરિસ્મર્ણ એવું કરો, સ્વર્ગપથમાં સરો! ૭૩

જોવાશે ત્યાં હસ્તી રોજ, એથી અવનવું ઘણું,
દુઃખ દીલ ત્યાગો માત, સુખ આ સો ધારીને;
જોઈ કષ્ટ તમારૂં ને, અર્જુનાદિ કંપે કાય,
સહદેવ નકુલ આ, મન રહ્યા મારીને!!
અન્યનાં કારજ કરે, તમારૂં ન કરે કેમ?
નથી થવા જેવું એ તો, પુણ્ય પરવારીને!
વારંવાર નમી ભાખ્યું, માન મ્હોરા ગનવાત,
સુખમાં આ દુઃખ કેવું, શુદ્ધ લ્યો સંભારીને!! ૭૪

મારા ઈ૦–મારા પુત્રો તે મારા ન થયા! ખાસા ઈ૦–તમારા ખાસા પતિને ખાંત ધારીને સેવે, અને આ વૃદ્ધ માણીને પીડાવાશો!

૭૩ કલ્પના ઈ૦–કાંઈ વિચાર તો કરો! જાણો ઈ૦–તમે ઘણું જાણો છો અને ઘણું જોયું છે. હરિસ્મર્ણ ઈ૦–મતલબ કે તમારે આટલી વયે હવે હાથી જોવાની ઇચ્છા રાખવાથી શું ફળ છે? તમે તો હરિ ભજો એજ તમારા હિતની વાત છે!

૭૪ પુણ્ય ઈ૦–અમું પુણ્ય પરવારી બેઠો–ખેઈ નાખે, તથાપિ એ કાર્ય થાય એવું નથી! શુદ્ધ ઈ૦–તમારી શોભના ચાહીતૂ ઐરાવત જોવાની ઇચ્છા કાઢી નાખો.

તર્ક ને વિતર્ક કરે, ભીમાર્જુન બલાકેરા,
ઉકલે ન એક વાત, માત માને ના જરી;
દ્રૌપદી સુભદ્રા બેઠાં, તિરસ્કાર સહી સર્વ,
આશ્વાસન કરે અતિ, મન મધ્ય તે ડરી;
કૃષ્ણા કહે કંથ મારા, વીર બે વિચાર કરો,
માત મનસા ન પૂરો, પ્રૌઢતા થશે પરી!
હઠ લાગ્યું ધ્યાન માને, માતંગ વિના ન માને,
કીજિયે ઉપાય કંઇ, સાથે ધરી શ્રીહરિ!! ૭૫

ભય ધારી અભયા ત્યાં, ભીમભડ વદ્યો મુખ,
સ્વર્ગમાર્ગ લઉં જો હું, લાવું હસ્તી ઝાલીને;
યુદ્ધનો ન ભય મુને, માતકેરું થશે કશું,
વારંવાર એ વિચાર, ખાખ કરે બાળીને;
હસ્તી જો દેખાય જાતે, ભલે ભેદે વજ્ર અંગ,
તોય તેને તાણીઆણું, શૂરત્વ સંભાળીને;
ઉપાય કરો વડભ્રાત, માતકાર્ય થાય જેમ,
ક્ષેમ થાય સર્વનું એ, પંથે દીજે વાળીને!! ૭૬

યુધિષ્ઠિર યાચના.

પ્રકટ નિકટ કષ્ટ, લાગ્યું આવી માત! જાણો,
દાણાપાણી ઊડ્યો તેને, કોણ પાળનાર છે!

---

૭૫ બલાકેરા—માતાની ઇચ્છા કેમ પૂર્ણ થાય અને એને કેમ શાંતિ ઉપજે તે બાબતના. પ્રૌઢતા ઇ૦—તો હમારી મોટાઈ નાશ પામશે! માતંગ—હાથી.

૭૬ માતકેરું ઇ૦—માતાની હવે શી ગતિ થશે, એજ મને લાય છે: અર્થાત્ હાથી નહિ આવે તો માતા પ્રાણ તજશે, અને આપણી કીર્તિ, વગેરે નાશ પામવાની સાથે આપણે પણ તુચ્છ થઈ જઈશું!

જનની ઢુંકાડે નહિ, અકૃત્ય કરાવા ધારે,
એવી તેનો કોણ પછે, દુઃખ ટાળનાર છે!
અરે હા! વિચાર કરૂં, ધ્યાન ધારણાએ ધરૂં,
હિત માત્ર ત્યારે હરૂં, માત બાળનાર છે!
કહું કેતી વાર ધાર, માત તું વિચાર સાર,
પાર પાડવાની પેર, ગતિ ગાળનાર છે!! ૭૭

નવગ્રહ વાંકા થયા! સુખદિન આવ્યા ગયા!
શુભ ચિંતકથી વલ્યા! દુઃખાબ્ધિમાં માત! છું;
પાળીપોષી પુષ્ટ કર્યો, અરિગણથકી તર્યા,
સર્વ મનોરથ સર્યા, માત! પ્રેમપાત્ર છું;
જોયું નહિ જાણ્યું નહિ, તન ખીચ તાણ્યું નહિ,
સ્વપ્ન મધ્ય આણ્યું નહિ, તેથે દીન જાત છું!
કશું કે'વાથી વિક્ષેપ, રોપાય છે આતો કલેશ!
પામે નહિ જે મહેશ, અમો નરગાત છું. ૭૮

---

૭૭ નિકટ-પાસે. જનની-માતા. અકૃત્ય-ખોટું કામ. અરે હ૦-યુધિષ્ઠિર કહે છે કે અરે હાય! જ્યારે હું વિચાર કરૂંછું અને ધ્યાનમાં તથા ધારણામા એ વિચારને ધરૂં છું ત્યારે અમારા તમામ હિતનો નાશ થયેલો હું જોઉંછું! અને અમારી માતા એજ અમારા હિતને બાળનારી છે એમ મને સમજાય છે! હું કેટલી વાર કહું! હે માતા! તું સારો વિચાર ધાર; કેમકે આ તારો એરાવત લેવાનો વિચાર જેથી પાર પાડી શકાય તેની પેર (રીત) અમારી ગતિને ગાળી નાખનારી છે!!

૭૮ શુભ ક૦-અમારી શુભચિંતક તો તુંજ છું, પણ આ વખતે અમે તારા શુભચિંતકપણાથી વલ્યા-દૂર તણાઇ ગયા છીએ. અર્થાત્ તું હમણા અમારૂં શુભ ચિંતન કરતી નથી. દુઃખાબ્ધિમા-દુઃખરૂપી દરિઆમાં છું.-અમે છીએ. પાળી ક૦-હે માતા! તેં અમને પાળીપોષીને

પિતાને ન પેખ્યા અમે, તમે રક્ષણ કર્યું છે,
ભક્ષ ભરપૂર અર્પી, પંચ પિંડ પોષિયા;
ક્ષુધારથી રહ્યાં તમે, જાણ્યું જમે પુત્ર મારા,
દુઃખ દિન વામી જાય, દાવે દાબ્યા દોષિયા;
મર્ણાંતની પીડ ટાળી, સંભાળી સમય લીધો,
દીધો કોપ લીધો બોધ, અરિગણ શોષિયા;
ઉમંગ વધાર્યો અંગ, આરા કષ્ટ મધ્ય દેઈ,
નવ નવ રંગ ભંગ, તનમન તોષિયા. ૭૯
ભેદ પડે ભટ લઈ, કટ લઈ કાપ્યું કષ્ટ,
સાચી શીખ દીધી સર્વ, વાસ કર્યો વેરીમાં!

---

મોટા કર્યા; અમારા અરિગણ (શત્રુ સમુદાય) થી અમે તર્યા (બચ્યા) તે પણ તારા લીધેજ; તારાથી અમારા સર્વ મનોરથ સિદ્ધ થયા છે. હે માતા! તું અમારા પ્રેમનું પાત (પાત્ર) છે. પણ જે અમે જોયું નથી કે જાણ્યું નથી, જેને અમે અમારા શરીરની વચ્ચે (મનમાં) તાણ્યું નથી (વિચાર્યું નથી,) જેને અમે સ્વપ્નામાં પણ આણ્યું નથી, એવા તારા વેણે અમે જાતે દીન થયા છીએ. પાજે ઇ૦-જે મહેશ સરખા પણ પામી શકે નહિ તે. અમો તો નરગાત (મનુષ્ય દેહધારી) છીએ, તો શારીતે પામી શકીએ? (અધ્યાહાર).

૭૯ પિતાને-પાંડુને. ન પેખ્યા-(અમારી અતિ નાની વયમાં તેમનું મરણ થવાથી) ન જોયા. પંચપિંડ-અમારાં પાંચ જણનાં શરીર. ક્ષુધારથી-ભૂખ્યા. દાવે ઇ૦-દોષિયા (દોષના ભરેલા-કૌરવો)ને તમે દાવે (લાગ જોઇને) દાબ્યા-દબાવી દીધા. મર્ણાંતની-(લાક્ષાગૃહ વગેરેમાં) મરણની. દીધો કોપ-(શત્રુઓને). લીધો બોધ (વિદુરાદિક પાસેથી) અથવા અમે તારી પાસેથી બોધ લીધો અને કોપ તજી દીધો તથા તેવડે અરિગણનું શોષણ કર્યું. આરા ઇ૦-કષ્ટના સમયમાં અમને સારી આશા આપીને. નવ ઇ૦-અમારા નવ રંગ (નવ રંગ) નો ભંગ નવ (નહિ) થવા દીધો, અને અમને તન તથા મનમા સંતુષ્ટ કર્યા.

સામાન્ય સગાને કર્યાં, સાચા સમા વાંકી વેળા,
સમજે છો શુદ્ધ ભેદ, અર્કફળ કેરીમાં;
આ પુર અપાવનાર, બુડેલાને તારનાર,
જ્ઞાન ધ્યાન ધારનાર, ઝંખો કેમ ઝેરીમાં !
નવખંડના પ્રચંડ, નીતિજ્ઞ નૃપાળ જેહ,
તેના જેવું કૃત્ય કર્યું, હું ન ગણું ગેરીમાં ! ૮૦
હારી રે' સાક્ષાત શેષ, માત આગે માન મૂકે,
મહેરામ મોટું મન, શુક્રસમ નીતિમાં;
લભ્ય થાય એવું નવ, અલભ્ય તે માગે કેમ ?
માંડ માંડ જુએ મન, રાહ સર્વ રીતિમાં;
હઠીલો સ્વભાવ હોય, આવી તેની વાત વિષે,
અઠકૃત્ય થાય તેણે ? ન વિચારો વીતીમાં ?

---

૮૦ ભેદ ઇ૦—અમો પાંચ બંધુમાં ફૂટ થઇને (જબરદસ્તીથી) ભેદ પડે કે તે વખતે તેં હઠ લઇને (તરતજ) અમારૂં કષ્ટ કાપ્યું ! અમો પાંચ ભાઇઓમાં ભેદ ન પડે માટે તેં દ્રૌપદી અમને પાંચેને અર્પણ કરી. વેરીમાં—દુશ્મનોમાં. સામાન્ય સગાને—કૃષ્ણ વગેરેને. વાંકી વેળા—દુઃખની વખતે. અર્કફળ ઇ૦—આકડાનું ફળ અને કેરી આકૃતિમાં સમાન હોય છે, તેથી અવિચારી મનુષ્ય કેરીને બદલે આંકડાનું ફળ લેઇને ચાખતાં પસ્તાય છે, પણ તમે તો મિત્ર જેવા દેખાતા શત્રુઓ તથા ખરા મિત્રોને પારખી કાઢો એવાં છો તેથી અમારે પસ્તાવું પડયું નથી ! આ પુર—ઇંદ્રપ્રસ્થ. બૂડેલાને—રાજ્ય ખોઇ બેઠેલાને—અમને. જ્ઞાન ઇ૦—જ્ઞાનને ધ્યાનમાં ધારનાર તમે આજ હવે ઝેરી વસ્તુમાં કેમ ઝંખના રાખો ! અર્થાત્ ઝેર જેમ નાશ કરે છે તેમ આ તમારી ઇચ્છા પૂર્ણ કરવામાં પણ અમારો નાશ થાય એવું છે, તે તમે જાણો છો માટે તમારી એવી ઇચ્છા હોયજ નહિ, પણ આ તો અમારી પરીક્ષા લેવા તમે યુક્તિ રચી છો ! ગેરીમાં—ગેરમાં. મતલબ કે તમે સૌ ભાઇ મોટાં રાજ્યનીતિ જાણનાર છો, માટે એવી માગણી કરવામાં અમારો પ્રેમ જોવા રૂપ હાથ હેતુ આશય હશે.

અમે માગ્યું આપો તમે, તેમને શું આપીશકું ?
સરવસ્વ અર્પો માત ! પુત્રકેરી પ્રીતિમાં! ૮૧

## કુંતીકોપવેષ.

ડાહ્યા દીકરા હું જાણું, ડાહી ડાહી વાત તારી !
અલ્યા સેવી કુખ મારી, ડાં'પણ શું શીખવે ?
રાજા થઇ બેઠો તેણે, ગર્વ ને ગુમાન વધ્યું,
રાજનીતિતણા ભેદ, જવાદે ને તું હવે !
જ્ઞાન તને કરયું વરયું ? જ્ઞાની થઇ જ્ઞાન કરે,
સમજે ન સેહલી વાત, આવ્યુ કૈં અનુભવે !
અતિ કહે કશું અતિ, તોય સમજાવું કૈંક,
ઉઘડે અંતર તારૂં, કવીશ્વર તેં કવે ! ! ૮૨

---

૮૧ યુધિષ્ઠિર માતાનાં વખાણ કરીને તેની માગણી ઉડાવી દેવા ઇચ્છે છેઃ હારી ઇ૦ લભ્ય ઇ૦ જે લભ્ય (પ્રાપ્ત) ન થાય એવી અલભ્ય વસ્તુ તે કેમ માગે ? માંડ માંડ ઇ૦-પણ એ તો માત્ર આપણું મન જુએછે. ત્યારે રાડ કેમ કરે છે ? રાડ ઇ૦-તે રાડ તો કરે છે પણ તે સઘળું રીતનું છે. અર્થાત્ આપણું મન જોયા પછી રાડ છોડી દેશે. આવી તેવી-સાધારણ-હલકા. ન ઇ૦-તમે જે વાત વીતી છે તેમાં માતાએ કેવું વર્તન રાખ્યું છે તેનો પણ વિચાર નથી કરતા ? અર્થાત્ પૂર્વે કોઇ વખત કુંતીમાતાએ આવા નજીવા કારણ માટે હઠ કરીછ શું ? માતાને સંભળાવવાને ઉપર પ્રમાણે ભાઇઓને કહીને પછી માતાને કહેછેઃ અમે ઇ૦.

૮૨ જ્ઞાન ઇ૦-જો તું જ્ઞાની થઇને મને જ્ઞાન કરે છે તો તને શું જ્ઞાન છે તે તો જણાવ ! કેમકે તું સેહેલી વાત તો સમજતો નથી. કંઇક અનુભવ કરી જો. અર્થાત્ મારે હઠ કરીને ઐરાવત હાથી લેવાને માટી મંગાવવામાં મારો શો ગૂઢ અભિપ્રાય છે તે તો તું વિચારી શકતો નથી, ત્યારે તું ડાહ્યો શાનો ?

'સ્વભાવથી જેહ વસ્તુ, સિદ્ધ થઇ હોય જાણો,
'પ્રમાણો ન તેને કાજ, ખોળવાં કંઇ પડે;
ગુણાગુણ મોટું નાનું, ઉધાડું ને છાનું કંઇ,
બાનું પૂર્વ પ્રતીતિનું, અંશ માત્ર ના અડે;
કારણ ન હોય તેનું, ધરણ ધારી તું જોજે,
મારણ મરણ તેના, ચિત્ત માંહી શે ચડે;
વિચારીનો વેષ ધાર, તો તો કરજે વિચાર,
સમજાવું સમજ તું, સ્વભાવે શું સાંપડે ? ૮૩

હઠીલાપણું એ તો છે, ભૂષણ ભામિનીઓનું,
દૂષણ દે કોણ તેને,' અજાતશત્રુ વિના;
વૃદ્ધ કે તરુણ પણ, નારીજાતિ માન્ય મારી,
તો સ્વભાવ સિદ્ધ ગુણ, થાય કેમ રે દીના ?
કૈકેયી વૈદેહી વળી, વામાઓ વિષે વિચારચ,
હિતાહિત જુએ નહિ, દિન આવે જો હીના;

૮૩ સ્રીઓનો સ્વભાવ હઠીલો હોય છે, માટે મને બીજી ત્રીજી રીતે સમજાવવું વૃથા છે, એવા આશયથી કુંદી કહેછે સ્વભાવથી ઇ૦. ગુણાગુણ ઇ૦—સ્રીઓનો હઠીલો સ્વભાવ સ્વભાવસિદ્ધ છે માટે તેવો સ્વભાવ ઉત્પન્ન થવામા કોઇ ગુણ કે અવગુણ કારણભૂત નથી, નાની મોટી ઉમર પણ તેનું કારણ નથી, ઉધાડું કે ઢાંકેલું પણ કાઇ કારણ નથી, પૂર્વે હઠીલો સ્વભાવ નહોતો માટે આજ પણ ન હોઇએ, એવું પૂર્વે પ્રતીતિનું બાહાનું પણ લેશમાત્ર ત્યાં ચાલતું નથી, તેનું કાઇ કારણજ નહોય ! મારણ ઇ૦—હઠીલો સ્વભાવ બીજાનું મારણ કરે એવો છે કે પોતાનું મરણ કરે એવો છે, એ સંબંધી વિચાર સ્વભાવસિદ્ધ હઠીલાઇવાળી સ્રીઓને હોતો નથી. વિચારીનો ઇ૦—અર્થાત્ તું પોતાને વિચારશીલ માનતો હોય તો સ્વભાવે ઇ૦—સ્વભાવ ઉપર અમલ ચલાવી શકે એવી વસ્તુ શી છે ? અર્થાત્ કંઇ નહિ.

હું પણ તેમાંની એક, સુરેંદ્રનો નાગ જોવા,<br>
હઠ લઇ બેઠી આજ, તે હું ત્યાગું કદી નો. ૮૪

બોલો મળ્યા પાંચ તમે, વિચારી જુઓને વળી,<br>
નીકર હું પ્રાણુ ત્યાગું, ખરી વાત જાણજો;<br>
અલભ્ય આ સભા લબ્ધી, અબ્ધિજ વારણ તેને,<br>
કેઇ પેર મળે નહિ, અંતર એ આણજો;<br>
કરવું ન કાર્ય મારૂં, ઉત્તર આ સૌ તેના છે,<br>
ધિઃક મેં જે પાળ્યા પોષ્યા, સત્ય એ પ્રમાણજો;<br>
તમ હિત કાજ ક્યું, મથું વારવાર હુંજ,<br>
નામના વધારવાને, વેણ એ વખાણજો. ૮૫

## અજાતઅરિસ્તબ્ધાવસ્થા.

દુઃખ દિલ ધારી ભૂપ, બદલાયો સ્વરૂપથી,<br>
જડતા સજડ જાતે, વ્યાપી અંગોઅંગમાં;

---

૮૪ ભૂષણ–અર્થાત્ લક્ષણ. અજાતશત્રુ–યુધિષ્ઠિર. માન્ય (માન) કબૂલ કર. દીના–દીન. જે મારો સ્વભાવસિદ્ધ ગુણ છે તે દીન કેમ થાય ?–એ ગુણ શી રીતે ટાળી શકાય ? કૈકેયી–દશરથની પત્ની. એણે હઠીલાપણાથી રામને વનવાસ કાઢી પોતાના પતિનું મરણ ઉપજાવી લીધું હતું ! વૈદેહી–સીતા. મૃગચર્મ માટે રામને મોકલીને પોતાનું હરણ થવાનો પ્રસંગ આણ્યો હતો. સુરેંદ્રનો–ઇંદ્રનો. નાગ–હાથી.

૮૫ લબ્ધી–મળી. અબ્ધિજ–સમુદ્રમાંથી થયેલો. વારણ–હાથી સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલો હાથી–ઐરાવત. કુંતી હવે પોતાને હઠ લેવાનું ખરૂં કારણ પણ કહી દે છે. નામના ઇ૦–ઇંદ્રની પાસેથી પરાક્રમ કરી ઐરાવત હાથી આ લોકમાં લાવવાથી તમારા પરાક્રમની નામના (કીર્તિ) વધશે, એ મારો હેતુ છે. જો હું આવી હઠ લેઉં નહિ તો આવા દુર્ઘટ કાર્યમાં પડવાની હિમ્મત તમને આવે નહિ, એ મતલબ છે.

प्रस्वेदनां बिंदु सिंधु–सम व्याप्या विश्व अंगे,
डूब्यां उदारज तेमां, जयद्रंरत जंगमा;
अनतनुं थयुं एक, सुकोमळ देहे दरसे,
रोम कंटक समान, वागिया उमंगमां;
कोई माने ए रोमांच, अंत अदभुतकेरो,
साच नव माने कोई, वात धारी व्यंगमां. ८९
बोलतां बोलाय नहि, बोले त्यारे बाध करे,
गदगद वाणी वेगे, देवी रूप धारीने,
हर्फडाट अंगोअंगे, गर्भडाट गयो कोण?
चर्भडाट चित्त विषे, दृष्ट दे संभारीने;

८९ अनतअरिस्तव्यावस्था—न बनवा जेवा ( वोहोत्तर ) कार्य विषे भावतो वृत्तांत जोइने उपजेला विस्मयथी युधिष्ठिरनी जड सरखी थयेली अवस्था. सञ्ज-अर्थात धणी प्रस्वेद–प्रस्सेवो. विश्व–अखे. आखा अंगमां परसेवानां बिंदु सिंधुनी पेठे व्यापी गयां–सर्वांगे परसेवा थइ गयो. आ परसेवानी अने युधिष्ठिरना अंगनी जयद्रंरत लडाइमां उदार रूपी तेनां अंग डूबी गयां! जेटलो परसेवो गयो के तेमां युधिष्ठिरनां अंग डूबी गयां. कवि कहे छे के एथ एक अनतनुं रूपुं युधिष्ठिरना कोमळ अंगमां तेनां रोम कंटक समान वाग्यां कोमळ अंगमां कांटा उत्पन्न थवा अने वळी वागवा, ए अनतनुंज छे. कोइ ए–कोइ तो एम माने छे के ए रोमांच ( विस्मयथी रूवां ऊभां थवां ) छे अने ए अद्भुत रसनी साच छे–अद्भुतना प्रतापथी थयेलो अनुभाव छे. नथी केटलाक आ वातने व्यंगमां–मश्करीमां धारीने ए वातने साची मानता नथी–कविने कहेवानी मतलब कोइ न्हीज छे, एम माने छे आ जगोए प्रथम अद्भुतरसना अनुभाव वर्ण्यां छे: "जड थइ जवुं, परसेवो थवो, रूवां ऊभां थवां, गद्गद वाणी बोलवी, गभराट थवो, नेत्रनो विकास थवो, इत्यादि अद्भुतरसना अनुभाव छे."–( रसदास )–भाडाने बतावेला वोहोत्तरहार्थथी उपजेलो विस्मय स्थायिभावने के अह १२ भुज री अद्भुतरस उपजावे छे.

દુઃખના પ્રકાશ થકી, નેત્રનો વિકાસ હવો,
અવકાશે અનુભાવ, રહ્યા ના વિચારીને;
જોઇ એવી સોઇ સારી, દુઃખ દેવાકેરી વારી,
કરવા સંચાર થયુ, મન તો સંચારીને. ૮૭

તર્ક ને વિતર્ક કરે, ધર્ક ધર્ક ધ્રુજે વળી,
અંતર ન સ્થિર થાય, અસભ્યતા આવતા;
આમ કરૂં કાય થાય, તર્ક ત્વરા કરે અતિ,
ટાળે ભાતિ શાતિ સર્વ, સુખને તજાવતા;
સંભારી ઉત્કર્ષ હર્ષ, થાય જાય વિસરાય,
હાય હાય! વદી નમે, ભુંડરૂં ભજાવતાં;

---

૮૭ ગદ્‌ગદ્ વાણીથી બાકી રહેલા ત્રણ અનુભાવ અનુક્રમે વર્ણ્યે છેઃ બોલતાં ઇ૦ બોલે ઇ૦-જ્યારે તે બોલવા જાય ત્યારે ગદ્‌ગદ્ વાણી વેગથી દેવીનું રૂપ ધારણ કરીને તેને બાધ કરે-બોલતા અટકાવે ગભરાટ વર્ણ્યે છે હર્ષડાટ ઇ૦-તેને અંગોઅંગે હર્ષડાટ (નાહિમ્મતપણું) વ્યાપી ગયું. ગર્ભડાટ-ગભરાટ ચર્ભડાટ ઇ૦-તેના મનના જે ચર્ભડાટ (માનસિક વિકારોની પરસ્પર લઢાઇનો) થતો હતો, તેને ભાવિ કષ્ટનું સ્મરણ આપતો હતો. દુખના પ્રકાશથી-દુખ પડશે એમ નિશ્ચય થયાથી અવકાશે ઇ-એવી રીતે વિસ્મય સ્થાયિભાવ રૂપી અવકાશ પામીને જડતા આદિક અનુભાવ રૂપી વિચાર કર્યો વિના (એકદમ-સહસા) ત્યાં આવીને રહ્યા. જોઇ ઇ૦-અદ્‌ભુતના અનુભાવ યુધિષ્ઠિરના શરીરમા ભરાયા, ત્યારે આપણને પણ તેમા રહેવાનું મળી આવશે, એવી રીતે સારીસોઇ (અનુકૂળતા) જોઇને અને યુધિષ્ઠિરને દુખ દેવાની હવે પોતાની વારી છે એમ વિચારીને સંચારીભાવોને પણ તેના અંગમાં સંચાર કરવાનું મન થયું. અર્થાત્ સ્થાયિભાવ આલંબન વિભાવ, અનુભાવ અને તે પછી સંચારીભાવ, એવો ક્રમ સાહિત્યશાસ્ત્રીએ રસ વર્ણનમા રાખેલો હોય છે માટે અનુભાવ પછી સંચારીભાવ વર્ણવીએ છીએ, એમ કહેવાનો કવિનો અભિપ્રાય છે

હાવભાવ એવા કરી, ત્યાં સંચારીભાવદાવ;
લેવા લાગ્યો દેવા લાગ્યો, અદ્દભુત સજાવતાં. ८८

૯ પિંડમધ્ય પેશી ગયો, પીતવર્ણ સાથી સાથ,
અપૂરણ થયાં ત્યારે, સ્મરી આવ્યો દેવતા;
તર્ક સિદ્ધ થયો તર્ત, યુધિષ્ઠિર વધા વેગે,
પાર્થ ! સખા તેડય તારો, ગંધર્વ જે સેવતા;
વળી વદી સ્તબ્ધ થયા, કૃષ્ણ ધરે કષ્ટ અતિ,
ચાર બંધુતણી ગતિ, અનેરી અવેવતા;

---

८८ વિતર્ક, ત્વરા, ભ્રાંતિ, હર્ષ વગેરે અદ્દભુત રસના સંચારીભાવો છે, એમ રસના ગ્રંથોમાં કહ્યું છે. તેમાથી પ્રથમ વિર્તક નામે સંચારીભાવ વર્ણ્યું છે: તર્ક ઇ૦. ધર્ક ધર્ક ધ્રુજે-થર થર ધ્રુજે. અલભ્યતા આવતાં-અલભ્ય વસ્તુ પ્રાપ્ત કરવાની છે એવો વિચાર થતાં. ત્વરા વર્ણ્યું છે: આમ ઇ૦. ભ્રાંતિ વર્ણ્યું છે: રાખે ઇ૦ હર્ષ વર્ણ્યું છે સંભારી ઇ૦-હાથી આવવાથી પોતાનો ઉત્કર્ષ થાય એમ જ્યારે વિચાર કરે છે ત્યારે હર્ષ થાય છે અને જ્યારે તે અલભ્ય છે એવો વિચાર થાય છે ત્યારે હર્ષ વિસરાય છે. નમે-દેહ નમી જાય. શુંદેરં-અલભ્યની પ્રાપ્તિ ન થવા રૂપ નિરાશા. હાવ ભાવ ઇ૦-ત્યાં સંચારીભાવ એવા હાવભાવ (ચેષ્ટાઓ) કરીને ભાવ લેવા લાગ્યો-મોહિત થયો (અદ્દભૂતરસમાં તે ઉપયોગી થવા લાગ્યો) અને દાવ દેવા લાગ્યો-યુધિષ્ઠિરને કષ્ટ આપવા લાગ્યો. શું કરતાં? અદ્દભૂત ઇ૦-અદ્દભૂતરસ સજાવતાં-પ્રકટાવતાં. મતલબ કે અલભ્ય વસ્તુ રૂપી આલંબનવિભાવથી, તે અલભ્ય વસ્તુના લોકોત્તર ગુણ રૂપી (જેવા કે તે હાથી સ્વર્ગમાં છે, અને ત્યાં પણ પ્રતાપી ઇંદ્રના કબજામાં છે, ત્યાં જવાનો માર્ગ આપણે જાણતા નથી, ઇત્યાદિ) ઉદ્દીપનવિભાવથી. પાછળ વર્ણવેલા જડતા વિગેરે અનુભાવથી અને વિતર્ક વિગેરે સંચારીભાવથી યુધિષ્ઠિરનો વિસ્મય સ્થાયિભાવ અદ્દભૂતરસ રૂપે પરિણામ પામે છે.

પાર્થે તુંબરનું સ્મર્ણ, કર્યું કે તે આવી ઉભો,
ઉપજ્યો અદ્ભુત લહ્યો, જે ગંધર્વ દેવતા. ૮૯

## તુંબરકૃત આશ્વાસન.

યુધિષ્ઠિર દુખી લખી, તર્ત તુંબરનું તુંડ,
સૂર્યથી કુમુદ પેર, કરમાઇ તો ગયું;
ધનંજય વદ્યો વેણ, તે રૂપી ચંદ્ર પ્રકાશે,
ખીલવા કુમુદ માંડ્યું, કૈંક કષ્ટ તો વહ્યું;

૮૯ હવે અદ્ભુતરસનો વર્ણ તથા તેનો દેવ પણ વર્ણે છે: પિંડ ઇ૦—અદ્ભુતરસનો વર્ણ પીળો છે, એમ રસગ્રંથોમાં લખ્યું હોય છે, તે ઉપરથી કવિ કહે છે કે, એ અદ્ભુતરસ પોતાના પીત વર્ણ રૂપી સાથીની સાથે યુધિષ્ઠિરના શરીરમાં પેશી ગયો ! પાછળ વર્ણેલા અનુભાવ અને સંચારી—ભાવથી યુધિષ્ઠિરનું શરીર પીળા વર્ણનું થઇ ગયું, એ ધ્વનિ છે. સંપૂરણ ઇ૦—એ રીતે અદ્ભુતરસનાં બધાં અંગ સંપૂર્ણ થયાં ત્યારે તેનો દેવતા યુધિષ્ઠિરને સાંભરી આવ્યો ! ( અદ્ભુતરસનો દેવ ગંધર્વ છે, એમ રસગ્રં—થોમાં કહ્યું છે ). અદ્ભુતરસનો આવેશ થવા રૂપ નિમિત્તથી તેનો દેવ ગંધર્વ સાંભરી આવ્યો, એમ વર્ણવ્યું છે માટે સ્મૃતિઅલંકાર. તર્ક ઇ૦—ગંધર્વનું સ્મરણ થઇ આવ્યાથી યુધિષ્ઠિરનો તર્ક સિદ્ધ થયો. એવી રીતે કે ગંધર્વ દેવનો ગાયક છે અને તે અર્જુનનો મિત્ર છે, માટે તે દેવની પાસે જઇ મિત્રકાર્ય કરવા યત્ન કરશે અને તેથી કદાચ આપણો અર્થ સિદ્ધ થશે. પાર્થ ઇ૦—હે પાર્થ ! તારો સેવતા (સેવન કરનારો) સખા જે ગંધર્વ તેને તેડય—બોલાવ્ય. વળી ઇ૦—ગંધર્વથી કાર્ય થશે કે નહિ થાય, એવો સંશય આવ્યાથી યુધિષ્ઠિર વળી સ્તબ્ધ થયા, અને તેમને કષ્ટિત જોઇને કૃષ્ણા ( દ્રોપદી ) પણ અતિ કષ્ટ ધરે છે. ભીમ વગેરે ચાર બંધુઓની ગતિ પણ એકજ અંગની જૂદી જૂદી અવેવતા ( અવયવપણું ) હોય તેવી છે. અર્થાત્ યુધિષ્ઠિરના અવયવ રૂપ ભીમાદિ ચાર પાંડવોપણ યુધિષ્ઠિરનું દુઃખ જોઇને દુઃખી થાય છે. ઉપજ્યો ઇ૦—બધાની વચમાં એકાએક તુંબર ગંધર્વ આવીને ઉભો રહ્યો તેથી, ગંધર્વ જેનો દેવતા છે એવો અદ્ભુતરસ જે ઉપજ્યો હતો તે સઘળાએ જાણે પ્રત્યક્ષ લહ્યો—જોયો !

અપ્રસંન્ન અર્જુન જે, તુંબરૂ તું તારય હવે,
નૃપનો આધાર બન્ય, લક્ષણ મેં તો લહ્યું:
શિરોમણિ શાંત કરય, ઉપાય બતાય રાય,
ગાય ગુણ ગંધર્વના, તુંમાં મન તો થયું. ૯૦

તુંબરૂ કરી પ્રણામ, રીઝાવતો રાય ઊભો,
સ્મર્ણ કેમ મારૂં કર્યું, કશી સુખ થાય જી?
મિત્રકાર્ય કરવાને, ઉત્સુક છું અમે અતિ,
કાર્ય થશે સિદ્ધ નૃપ, દૂર દુઃખ જાય જી,
સ્તબ્ધતામાં કંશું લબ્ધ, વદો શુદ્ધિ આણી વાણી,
ભૂપ આ સ્વરૂપ ભાળી, ગંધર્વ ન વાંય જી;
ગમે તેવું કૃત્ય હોય, કરવા સમર્થ અમે,
દેવના ગવૈયા છું, સાંય તારે રાય જી. ૯૧

---

૯૦ તુંડ–મુખ. કુમુદ–પોયણી. ધનંજય–અર્જુન. તે રૂપી–ધનંજનના વચનરૂપી. સૂર્યથી પોયણું કરમાય છે અને ચંદ્રથી તે ખીલેછે, એ પ્રસિદ્ધ છે; તેજ પ્રમાણે યુધિષ્ઠિરનું દુઃખ દેખીને ખેદયુક્ત થયેલા તુંબરૂ અર્જુનનાં વચન સાંભળીને કાંઇક રાજી થયો. અપ્રસન્ન–ખેદવાળો. નૃપનો–યુધિષ્ઠિરનો. આધાર–આધારરૂપ. શિરોમણિ–શિરોમણિરૂપ. યુધિષ્ઠિરને–બતાય–બતાવ્ય. રાય–રાયને ગાય ઇ૦–યુધિષ્ઠિર રાજા ગંધર્વના (તારા) ગુણ ગાય છે–તું અમને આવેલા કષ્ટથી મુક્ત કરીશ, એમ તારાપર ભરોંસો રાખે છે!

૯૧ સ્તબ્ધતામાં ઇ૦–તમે સ્તબ્ધ થઇને કમા રહેછો તેમાં તમને શું પ્રાપ્ત થવાનું છે? ભૂપ ઇ૦–હે ભૂપ! તમારૂં આ સ્વરૂપ ભાળીને–તમને આ સ્થિતિમાં દેખીને ગંધર્વ (હું) તમને વાંય નહિ–છેતરશે નહિ. અર્થાત્ તમને તે અંતઃકરણથી સહાય કરશે. સાંય ઇ૦–હે રાયજી! અમે તારે સાહાય છીએ!

## યુધિષ્ઠિરદીનત્વ.

જંબ અંબ તરુ જડે, કોકિલા કલ્લોલ કરે,
તુંબરના દર્શનથી, આ તન આનંદમાં;
ઉલૂક કઠિન કાર્ય, માનસ મરડે તથાપિ,
ફલ વિણ થાય નહિ, કહ્યું દેખે કંદમાં;
સાંભળ્ય તું સાંભળ્ય તું, મિત્ર અર્થ સારવાને,
પૂજ્ય માતા આ અમારાં, આવ્યાં એવા છંદમાં;
ઐરાવત આણી અહીં, છે જિજ્ઞાસા જોવાતણી,
આણી આપે એટલું તો, થાય સુખ વૃંદમાં!! ૫૨
વિકટમાં વિકટ છે, પ્રકટ એ કાર્ય થવું,
નિકટ નરની કને, અજાયબ અતિ છે;

---

૬૨ જંબ ઇ૦–જેમ જંબ (જાંબુડાનું) કે અંબ (આંબાનું) તરુ (વૃક્ષ) જડે તો કોકિલા (કોયલ) કલ્લોલ કરે છે; તેમ તુંબરના દર્શનથી આ તન (મારૂં–યુધિષ્ઠિરનું શરીર) આનંદમાં છે, અહીં તુંબર દર્શન બિંબ છે અને જંબ અંબ તરુ દર્શન પ્રતિબિંબ છે; એવી રીતે બિંબ પ્રતિબિંબભાવ વર્ણાયેલો હોવાથી દૃષ્ટાંતાલંકાર. પણ જેમ જંબ કે અંબ તરુ ઉપર રહેલા ઉલૂક (ઘૂડ–ઘુવડ) કોયલનું મગજ મરડી નાખે છે, એવા ભયથી કોયલ ત્યાં જાય નહિ તો જાણું કે ફરી મળે નહિ; તેમ અહીંપણ ઐરાવત-પ્રાપ્તિ રૂપી કઠણ કાર્ય જોઇને મન મરડાઇ જાય છે–વાત કહેતાં પાછું હઠી જાય છે, તથાપિ વાત કહ્યા વિના ફળ પ્રાપ્તિ થાય નહિ. જેમ ઢાકણા કંદમાંથી ઈશ્વરને કાંઇ ખાવાનું ગમતું નથી, તેમ વાત તુંબરૂથી છાની રાખવાથી ઇષ્ટ ફળ મળે નહિ. માટે ફળ મળો કે ન મળો તથાપિ તુંબરને વાત તો કહેવીજ અહીં કઠિન કાર્યનો ઉલૂકમાં, માનસનો કોયલના મગ-જમાં અને ગુપ્ત વાતનો કંદમાં આરોપ કર્યો છે માટે રૂપકાલંકાર. છંદમાં–ઇચ્છામાં–હઠમાં. જિજ્ઞાસા–ઇચ્છા (મૂળ અર્થ જાણવાની ઇચ્છા એવો છે, છતાં 'ઇચ્છા' એવા અર્થમાં એ શબ્દ રૂઢ થયેલો જણાય છે)–વૃંદમાં–અમારા કુટુંબરૂપી ટોળામાં.

અન્ય જો ઉપાય થાય, પિંડ જાય પાંચતણા,
ચિંતા નવ કશી તેમાં, મારી દૃઢ મતિ છે;
ઉક્તિનું ન અન્ય કામ, માત્ર માત જોવા ચહે,
પછે જાય ભલે પાછો, એ સૌ મિત્રવતી છે;
આધાર તારો છે ભ્રાત! નિરાધાર કરીશ મા,
કલ્પના સાધાર કરય, રૂડી તારી ગતિ છે. ૯૩

## તુંબરૂત્ત્યઅવસ્થા.

ઐરાવત! ઐરાવત! ઐરાવણ ઈંદ્રતણો,
અવનિમાં આવે એમ, માત કરે કામના;
ભંડાર દે ઐલવિલ, સરસ્વ પોતાતણો,
શું ધારેછે મન મધ્ય, એવી અરે કામના;
વજ્ર મધ્ય, ઐરાવતી, બાંધી લાવો રૂંધી લાવો,
મુઠીમાં સમાવો મેવ, ખોટી ધરે કામના;
સૂર્ય ચંદ્ર ભૂમિ લાવી, ગતિ કરતા દેખાડો,
કદાપિ એ બને તોય, આ ન સરે કામના! ૯૪

---

૯૩ વિકટ ઇ૦—એ કાર્ય પ્રકટપણે થવું એ વિકટમાં વિકટ છે, અને નિકટ (સંબંધ વગરના—એટલા) નરની કને એ કાર્ય થવું એ તો વળી અતિશય અલ્પબળ છે! તેમ છતાં પણ એ કાર્ય કરવાનો અન્ય (બીજો-કોઇ પણ) ઉપાય થાય, અને એ ઉપાયમાં અમારા પાંચેના પિંડ જાય તો તેમાં કશી ચિંતા નથી, એવી મારી દૃઢ મતિ છે એ ઇ૦ સૌ કાર્ય કરવું એ મિત્રની વતીનું છે સાધાર-આધારવાળી અર્થાત્ જેથી કાર્ય થાય એવી કોઇક કલ્પના કર-યુક્તિ શોધી કાઢય. રતિ-પ્રીતિ. અમારા ઉપર તારી પ્રીતિ રૂડી છે માટે તું જરૂર અમારું કાર્ય કરીશ, એ ધ્વનિ છે

૯૪ ઐરાવણ-ઐરાવત કામના-ઈચ્છા એ ઇચ્છાને-પ્રતિબિંબ રૂપ કથનથી સરખાવે છે ભંડાર ઇ૦-ઐલવિલ (કુબેર ભંડારી)

સાં'ય કરવાનું કહ્યું, હવે નવ સાં'ય થાય.
જાય વેણુ ઝાનમમાં, માનવમાં માન શું !
નવ સુઝે કરવાનું, ધરવાનું ધ્યાન પણ,
કરવાનું દિલ કરે, ગંધર્વનું ગાન શું;
મઘવા મનાવું મન, અરે નવ માને કદી,
તર્ક તૂટી જાય તર્ત, વ્યર્થ ધર્યું વાન શું;
વારંવાર તે વિચાર, સાર વિના સિદ્ધ કરે,
દઢતા ધરે ન તેહ, લાગ્યો જવા જાન શું !! ८५

---

પોતાનો સર્વસ્વ ભંડાર મને આપે એમ રંક મનમાં ધારે એવી એ કામના છે. દ્દષ્ટાંતાલંકાર. બીજું દ્દષ્ટાંત આપે છેઃ વજ્ર ઇ૦-ઐરાવતી-( વીજળી )ને વસ્રમાં બાંધી રૂંધીને લાવો અથવા મેઘને મૂઠીમાં સમાવો, એ જેમ ખોટી કામના છે તેમ ઐરાવત મૃત્યુલોકમાં આણવાની પણ ખોટી કલ્પના છે.

૮૫ તુંબરૂ પોતાના મન સાથે વિચાર કરે છે ! સાં'ય ઇ૦-પ્રથમ મેં સાહાય કરવાનું વચન આપ્યું અને હવે જો મારાથી સાહાય થાય નહિ, તો મારૂં આપેલું વેણ ઝાનમમાં જાય-નાશ પામે; અને વળી માનવમાં મારૂં-દેવનું માન શું રહે ? નવ ઇ૦-મને કાંઇ કરવાનું સુઝતું નથી; હું આ વાત ધ્યાનમાં ધરવાનું કરૂં છું. પણ મારૂં દિલ ડરવાનું કરે છેઃ પણ જો મારાથી એ કામ ન થાય તો ગંધર્વનું ગાન શું ? ( શા કામનું ? ) માટે હું ગાન કરીને મઘવા ( ઇંદ્ર )નું મન મનાવું. પણ અરે ! કદાપિ એ નમાને તો ? એમ તેનો તર્ક તર્ત તૂટી જાય છે. વળી તે વિચારે છે કે જ્યારે આટલું મિત્રકાર્ય મારાથી ન થાય ત્યારે મેં વાન ( શરીર ) ધર્યું તે શું વ્યર્થજ થયું કે ? એ રીતે તે વારંવાર વિચાર કરે છે અને તે વિચાર સાર વિના ( અર્થસિદ્ધિરૂપ તત્વ વિના ) સિદ્ધ કરે છે, પણ કોઇ વિચાર એના મનમાં દઢતા ધરતો નથી; તેથી એને એમ લાગે છે કે મારો જાન ( જીવ ) જવા લાગ્યો કે શું ? તેને મરણાંત દુઃખ થાય છે.

## ભીમવચન.

રે ગંધર્વરાજ ! આજ, કાજ કરવે છૂટકો છે,
મનાવવું માત મન, જાણો તે જણાવશો;
નાક જવાનો ઉપાય, સાંચ કરી સૂચવો તો,
થાય કામ જાય કષ્ટ, ગુણ એ ગણાવશો;
સ્વર્ગમાં સીધારો જ્યારે, ત્યારે અમો સાથ આવું,
મન મઘવા મનાવું, તંત ના તણાવશો;
અથરત્વ અમારાએ, માત મન કષ્ટ વેઠે,
સત્વર કરીને સાંચ, ચિત્તમાં ચણાવશો. ૯૬

વાસવનો વાસ વદો, પ્રમાણ પુરસ્સર તો,
સહ વિજયી ગદા આ, પાડવું પલકમાં;
સુરેંદ્રને ચિર અડી, એક ઘડી મધ્ય પૃથ્વી—
પાડે વાર કરે નહિ, ઝાઝેરી ઝનકમાં;
પુરાણાદિકે પ્રમાણ, પુરંદર લોકેરું,
તેણે કાર્ય સરે નહિ, ખોટ એ ખલકમાં;
સ્વર્ગ તમારૂં તો કર્યું, આશ ઉર ધરી મોટી,
ખોટી વાત ખાતે થઇ, હાકટયો હલકમાં. ૯૭

---

૯૬ જાણો ઇ૦—માટે જે ઉપાય જાણતા હો તે જણાવશો. નાક-સ્વર્ગ. ગુણ ઇ૦—અને તમે અમારા ઉપર જે ગુણ કર્યો છે એમ તેની ગણના થશે. મઘવા—ઇંદ્ર (તું) તંત ઇ૦—તમે હવે બીજી ચીજ વાતનો વિચાર કરશો નહિ—માત્ર અમને માર્ગજ દેખાડો એટલી વાત. અથરત્વ—અમારા ... ને લીધે માતા મનમાં કષ્ટ વેઠે છે માટે તમે સત્વર (તત્કાળ) સહાય કરીને સ્વર્ગનો માર્ગ કર્યો છે તે અમારા ચિત્તમાં સ્ફુરાવશો—અમારા મનમાં ઉતરે એવી રીતે તે માર્ગ અમને કહી દેખાડો.

૯૭ વાસવનો—ઇંદ્રનો. વાસ—રહેવાનું સ્થળ. પ્રમાણ પુરસ્સર—આશુક દિશાએ આટલા યોજન, આટલા કોશ, આટલા દંડ, આટલા હાથ.

## પાર્થ આર્થના.

ભીમ ભડતણો કોપ, શાંત કરવાને કાજે,
નરવર નમે અતિ, દોષી તુંબરૂ નથી;
ચતુરાઇ ચાલે નવ, વાત એવી વસમી છે,
સ્વામીપાત કરાવે કો, પ્રમાણ પૂરું પથી;
નિર્દોષ એ પેર એ છે, રોષ કરો કોના પર ?.
કાપવા કાગળ કાન ? મિથ્યા મથવું મથી;
આશા અત્રનીશકેરી, અને હોય તમારી તો,
વિનતિ કરું હું એક, કથન નાખું કથી. ૯૮

---

એ વગેરે આપ સંહિત. સુરેંદ્રને ઇ૦—એ ગદા સુરેંદ્રને (ઇંદ્રને) માથે અડીને તેને એક ઘડીમાં પૃથ્વી ઉપર પાડે. તમે કહેશો કે ભાગવતાદિ પુરાણોમાં પુરંદર (ઇંદ્ર)ના લોકનું પ્રમાણ કહ્યું છે. જેમ एवं नव कोटय पंचाशल्लक्षाणि योजनानां मानसोत्तरगिरी परिवर्तनस्योपदिशति । तस्मिन्नैन्द्रिपुरी पूर्वस्मान्मेरोर्देवधानीनाम। दक्षिणतोयाम्या संयमनी नामपश्चाद्वारुणी निम्लोचनीनाम । उत्तरत: सौम्यां विभावरी नाम । " અર્થ—"એ પ્રમાણે ૯૫૦૦૦૦૦૦ યોજન માનસોત્તર પર્વતની પાછળ સૂર્યને ફરવાના માર્ગનો ઘેરાવો છે તેમાં મેરૂની પૂર્વે દેવધાની નામે ઇંદ્રની પુરી છે; દક્ષિણે સંયમની નામે યમની પુરી છે; પશ્ચિમે નિમ્લોચની નામે વરૂણની પુરી છે; ઉત્તરે વિભાવરી નામે કુબેરની પુરી છે."...(ભાગવત) પણ તેથી કામ સરે નહિ, કેમકે તેમા ઇંદ્ર કયી જગોએ હશે, એ મુકરર થઇ શકતું નથી ખોટી ઇ૦—પણ એ વાત તો ખાંતે ખોટી થઇ—તમે તો કાંઇ ન કર્યું ! એવી રીતે તેને હરકમાં કાકટયો—ધમકાવ્યો.

૯૮ નરવર—અર્જુન સ્વામીપાત ઇ૦—તુંબરૂનો રાજા ઇંદ્ર છે, માટે એવો કોણ હોય કે જે ઇંદ્રના વાસ્તુ પૂરેપુરૂ પ્રમાણ પથી (બતાવી)ને પોતાના રાજાનો પાત કરાવે ? પત to throw, to cast જ ઉપરથી અથવા પથ—માર્ગ, એ ઉપરથી—પ્રમાણનો માર્ગ બતાવીને) મિથ્યા ઇ૦—મથી મથીને મિથ્યા મથવું છે ? અત્રનીશકેરી—યુધિષ્ઠિરની. કથન ઇ૦—માટે હેતુ છે તે કહી નાખું

### યુધિષ્ઠિરવચન

પાર્થ પરાક્રમી પૂર, શૂરવીર સાચા તમે,
વાચા દૈવકેરી હવી, ધનુર્ધર આ થશે;
બીજાથી બને ન જેહ, અર્જુન કરશે તેહ,
કાર્ય થશે નિઃસંદેહ, માતકષ્ટ આ જશે !
બોલો ભાઇ! બોલો વેણ, સુખ દેણ કે'ણ નીશે
જે અંધારી રેણ આવી, તે તિમિર તો ખસે;
ભીમાઅર્જુનવડે ભ્રાત! શાંતપણે શોભી રહું,
અણુધારી આવી પીડ, ખરી કલ્પના હશે. ૯૯

### પાર્થપરાક્રમ.

નમન નરેશ કરી, દમન ગાંડિવ ધરી,
શમન સરવે કરી, નિકટ ઉભો રહ્યો;
સુણી એ નૃપાળ પેર, વેર સુર સાથ નથી,
અર્થ સારવાનો અર્થ, અનર્થ જાયે વહ્યો;
આ શરસંધાણ કરી, પત્રિકા પુરંદરને,
એક પલક પઠાવું, વિચાર એવો ગ્રહ્યો:
અશ્રોત્તર લેઇ આવે, પછે કરવાનું કરૂં,
શાંતિ ધરી સાંભળો આ, તોડ જોડ શો કહ્યો. ૧૦૦

---

૯૯ અર્જુનના જન્મ વખતે આકાશવાણી થઇ હતી તેને ઉદ્દેશીને કહે છેઃ વાચા ઇ૦. માત ઇ૦–માતાનું કષ્ટ જશે નીશે–નિશ્ચય. અંધારી રેણ–(રાત્રિ–દુઃખરૂપી). તિમિર–અંધકાર (દુઃખ રૂપી). ખરી ઇ૦ —અર્જુને જે કલ્પના કરી તે ખરી હશે.

૧૦૦ નરેશ–નરેશ (રાજા–યુધિષ્ઠિર)ને. દમન કરનારૂં (શત્રુઓને). ગાંડિવ–એ નામનું અર્જુનનું ધનુષ્ય. શમન કરી–શાંત રાખીને

## પત્રિકા.

સુરેંદ્ર, મહેંદ્ર, ઈંદ્ર, પુરંદર ધુરંધર,
હરિ, પાકારિ, વૃતારિ, વાસવાદિ નામ છે;
નમન અરિદમન ! કરી વાંચજો એક વસ્ત,
મઘવા ! મનોર્થ પૂરો, પરમાર્થકામ છે ! !
કિરીટીકુંવર હું છું, અસુરારિ ! આપકેરો,
એમ ધારી અર્પો પ્રભુ ! નામાંકિત ગ્રામ છે;
અમ માત માનસથી, ઐરાવત જોવા ઇચ્છે,
અર્થ સરેથે આવે પાછો, કામના એ સ્વામ ! છે. ૧૦૧

### અજાતઅરિ અનુમોદન.

ધન્ય પાર્થ ધન્ય ધન્ય, પત્રિકા પઠાવ્ય વે'લી,
ઐરાવત આવે તુંથી, લખ્યું અનુત્તમ છે;
દુઃખાબ્ધિ તર્યાં ને તાર્યાં, વાંકા દિન વાર્યાં વેગે,
સાર્યાં અર્થ સાચમાર્ગે, ધન્ય તારો શ્રમ છે ! !

---

અર્થ ઇ૦–આપણે:માત્ર અર્થ સારવાનોજ અર્થ છે; માટે અનર્થ વહે વહેલો જાય. મતલબ કે ખાંડવવન બાળવાની પેઠે આજ આપણે દેવનો અનર્થ કરવો નથી. અસ્રોત્તર ઇ૦–આ અસ્ર ( મંત્રેલું બાણ ) ઉત્તર દઇને આવે, પછી આપણે જે કરવું હોય તે કરીએ. તોડ જોડ–નિર્ણય.

૧૦૧ સુરેંદ્રથી વાસવ સુધીનાં ઇંદ્રનાં નામ તેની સ્તુતિને માટે લખ્યાં છે. અરિદમન–( ઇંદ્રનું વિશેષણ ), કિરીટી ઇ૦–હે અસુરારિ હું કિરીટી ( અર્જુન ) આપનો કુંવર છું. અર્પો–( હું જે માગું તે ). નામાંકિત ઇ૦–તમારા નામથી અંકિત થયેલું–ઇંદ્રપ્રસ્થ એ મારૂં ગામ છે. હવે માગવાની વસ્તુ કહે છેઃ અમ ઇ૦. અર્થ ઇ૦–અમારી માતા તેને જોશે એટલે ઐરાવતને સ્વર્ગમાં પાછો મોકલીશું.

એમ જ્યાં અનુમોદન, અર્જુનઅરિએ આપ્યું,
કે શર સંધાણ કર્યું, જોવા જેવા દમ છે;
તુંબરૂએ હાંકી દિધા, તેણીગમ તાક્યું તીર,
મૂક્યું કર્ણ સુધી ખેંચી, રવ રમ રમ છે. ૧૦૨

આકર્ણપર્યંત આવ્યું, તવ કે'તું ગયું તેહ,
પ્રત્યુત્તર લેઇ આવું, છેદી ભેદી જીરને;
માને નવ મઘવા જો, ઉપાડીને વિપળમાં,
ઇંદ્રપ્રસ્થ પર લાવું, જાણે નર શૂરને;
શ્રવણ કર્યાં એ શબ્દ, તુંબરૂ આદિકે તર્ત,
ધન્યવાદ સર્વ અર્પે, પરાક્રમ પૂરને;
કુંતી મન મોદ નવ, માય જાય ઉભરાય,
વદે સુત ધન્ય કામ, ધન્ય નામ નૂરને!! ૧૦૩

શક્રસભા.

ઇંદ્રપ્રસ્થ જેવી સભા, અધિકમાં શક્રાસન,
શક્ર તેના પર બેઠો, અનુપમ એટલું,
ધાન્યકામ દેવાચાર્ય, શચી દ્રૌપદીને ઠામ,
નાયિકાથી અપ્સરાઓ, મંડે જોતા જેટલું;
ગંધર્વ ચિત્રસેનાદિ, ઉપમા એ તો ખરા,
સભાસદ બીજા સર્વ, તવ કરે તેટલું;

---

૧૦૨ લપનુ–(પત્રિકામાં) અનુપમ–અતોલમ. અનુમોદન–અનુમત રવ–રમદ (આજ્ઞા)

૧૦૩ આકર્ણપર્યંત–કાન સુધી. (મનુષ્યની પણછ ઉપર ચઢાવેલ તીર) પૂરને–(પૂરે) બદલે ઉદ્ધતના દોનાંઅને ઉપાડીને ઇંદ્રપ્રસ્થમાં લાવું કે તેની તમામ ભરવા ઠાર નરને તે પણ અને મોહન્દર્ય. સર્વ- પોતામાં આખું મોહનારૂપ અલૌકિક વર્ણન કર્યું છે માટે પ્રાકૃતરમ-

ત્રિદશો દશો દિશાએ, નૃપેશ'નિકટ નૃપ,
સહુ આવે મળતુ ત્યા, કહું હું તે કેટલું ! ! ૧૦૪
અજામુખા વ્યાઘ્રમુખા, નિપટાદિ મુખા દેવ,
કુરૂપા લાગે અપાર, કે'વા દેવ તેહને !
એથી ઇંદ્રપ્રસ્થ મધ્યે, નરની શોભા અધિક,
ઠીક સ્વર્ગથકી જાણ, જોવુ જાય જેહને,
નામદેવ વામદેવ, શામદેવ દેવ દેવ,
કરે કેટલાની સેવ, કવિ તજે એહને !
ગાન તાન થાય પૂર, રીઝે સામદ ને શૂર,
રણે મૂઆ એહ પુર, પામિયા ઉજેહને ! ! ૧૦૫

શારપતન

શકાસન મધ્ય બેઠો, શચી સહ શચીનાથ,
સુર સુસત્કાર કરી, આવતુ ઉતાવ્રગુ,

---

૧૦૪ શક્રપ્રસ્થ જેવી–ઇંદ્રપ્રસ્થમા પાડવોની સભા છે તેના જેવીજ ઇંદ્રની સભા છે માત્ર તેમા એક ઇંદ્રનુ સિંહાસન છે એટલુ વધારે છે અધિકાલંકાર દેવાચાર્ય–બૃહસ્પતિ નાયિકાશી–વારાંગનાઓ જેવી મળે ઇ૦–ઇંદ્રસભામા જે કાઇ જેવા જેટલુ છે તે તો બધુ પાંડવોની સભા સાથે મળતુ આવે છે ઉભયમા–ઇંદ્રસભામાં અને પાડવસભામા (દેવના ગવૈયા હોવાથી ત્યા, અને અર્જુનનામિત્ર હોવાથી અહીં) ત્યાં પણ સભાસદ છે અને અહીં પણ છે તથા તેઓ પણ તંત (વાદ) કરે છે અને અહીંપણ તેરવોજ વાદ કરે છે, માટે એ પણ મળતુ આવે છે ત્યા દશેદિશાએ ત્રિદશો (દેવો) છે, અને અહીં નૃપેશ (યુધિષ્ઠિર) ની પાસે નૃપો છે

૧૦૫ ત્રિપટાદિ મુખા–ત્રણ અને છ વગેરે મોઢાવાળા. દેવના નામ ગણાવે છે નામદેવ ઇ૦–સામદ ને શૂર કોણ છે તે કહે છે રણે ઇ૦–જે સંગ્રામમાં મરી ગયા તે એ પુર (ઇંદ્રનગરી) મા ઉજેહ પામ્યા છે ! !

જોઇ ઝટ વજ્ર સા'યું, એવે નમ્યું શર આવી,
પ્રણામ ત્યાં પંચ કીધા, કવીશ કે' સાંભળ્યું ! !
વિસ્મય ઉદય શર, વિબુધો ત્યાં જોઇ હવા,
પત્ર મુખ પર ભાળ્યો, કીર્તિ નવ હું કળું;
તે શર ઇંદ્રાંકપર, આવી પડ્યું, જોતજોતે,
છોડયો પત્ર તર્ત ત્યાંહી, દેવ દૈન્યમાં વળું ! ૧૦૬

અજબ ગજબ આ શો ! શિલીમુખ સાથ પત્ર,
નેહથી નમન કરે. પ્રત્યુત્તર માગતું;
કોનો પત્ર આવ્યો અત્ર ? આ શરસંધાણ કોનું ?
વિષય શો સમાયો છે ? મન અનુરાગતું !
વાંચો દેવાચાર્ય વેગે, અવનવું આ તો અતિ,
જોયું નહિ જાણ્યું નહિ, અત્ર ઊગ્યું જાગતું;
બૃહસ્પતિ ગુરુએ ત્યાં, પ્રકટ પત્રિકા વાંચી,
અર્જુનનું નામ સુણી, વેણુબાણ વાગતું. ૧૦૭

વાયુ કહે વાંકી વાત ન પકાવો ઐરાવણ,
કાળ ઊઠી કોક માગે, વસુધા મધ્યે સુધા;

---

૧૦૬ કવીશ કે૦–કવીશ વલ્લભ કહે છે કે હું એવી વાત સાંભળું–મેં એવી વાત સાંભળી છે, હું કઇ સ્વર્ગમાં જઇને જોઇ આવ્યો નથી ! વિસ્મય ઇ૦–ત્યાં શરનો ઉદય થયેલો જોઇને વિબુધો (દેવો) વિસ્મય થયા. ઇંદ્રાંક પર–ઇંદ્રના ખોળામાં. દેવ દૈ૦–વલ્લભ કહે છે કે હવે હું દેવની દીનતા વર્ણવવાને વળું છું !

૧૦૭ શિલીમુખ–બાણ. મન ઇ૦–એ જાણવાને મન પ્રીતિયુક્ત થાય છે. અર્જુનનું ઇ૦–ઇંદ્રે અર્જુનનું નામ સાંભળ્યું કે તેને વચન રૂપી બાણ વાગ્યું. (અર્જુને તેનું ખાંડવવન બાળી તેને હરાવ્યો હતો માટે.) દેવોનો વિસ્મય વર્ણવ્યો છે માટે અદ્ભુત.

દેવનુ દેવત્વ જાય, માનવનું માન રાખ્યે,
અલિષ્ટ કો બીજું માગે, નર ન માનો સુધા;
સવિતા કે' સાચી વાત, આ તે ગર્વ કેવો કે'વો,
લેખે નહિ રજ માત્ર, વ્યર્થ માને વિબુધા;
ઈંદ્રાસન માગે કોક, એથી અધિકું કો માગે!
વિના પૂછ્યે ભાખું અમો, ન માનો ભલે બુધા! ૧૦૮

પાંડવ ખાંડવ દાહ, સમે જીતી ગયો જાણુ,
ગર્વ કરતો સર્વશું, જાણતો ના દેવને;
માની માન મરોડતાં ઓડતાં દેવેશપર,
વિચાર કર્યો ન કાંઇ, ધારી અહમેવને;
વજ્રવડે વેધો કાય, દેવનું દેવત્વ જાય!
કોથી અવહાસ થાય! શાંત કરો એવને;
આપનો અશાવતાર, ભારે ધરે તેમાં ભાર,
વારૂ કરીને વિચાર, સત્ય સાધો સેવને. ૧૦૯

ત્રિદશો તમામ એમ, વારા ફરતી ઉચારે,
શાંતિ નવ કોઇ ધારે, યુદ્ધ કરવા ઊઠે;

---

૧૦૮ ન પડાવો—ન મોકલો. ન મોકલવાનાં કારણ કહે છે: કાળ ઇ૦ વસુધા ઇ૦–પૃથ્વીમાથી કાલે વળી કોઈ સુધા (અમૃત) માગશે! સુધા—પાંશરા. માણુસ કાંઈ પાશરા નથી! વિબુધા–દેવો દેવોને એ તો વ્યર્થ (મિથ્યા–નિર્માલ્ય) માને છે! એથી અધિકું ઇ૦–કોઈ વળી ઇંદ્રાસન કરતાં પણુ વધારે–ઈંદ્રાણી માગે!. બુધા–દેવ.

૧૦૯ માની ઇ૦–માની (ઇંદ્ર)નું માન મરોડતાં અને દેવેશ પર ઓડતાં (બાણુ ખેંચતાં) કાંઈ વિચાર ન કર્યો! અહમેવને–ગર્વને. શાંત કરો ઇ૦–એવને (નિશ્ચય) એ અર્જુનને શાંત કરો–શિક્ષા આપો. સેવને–શિક્ષા કરવા રૂપી સેવા. સૂર્ય કર્ણુનો પિતા હોવાથી પુત્રના શત્રુ અર્જુન પ્રતિ અમળાટ બતાવ્યો છે, એ ધ્વનિ.

વિજયથી ધનંજય, વંઠી ગયો વારૂ નહિ,
ગર્વ એનો ધારૂં નહિ, વાસવ ભલે રૂઠે;
તોડી નાખો અસ્ત્ર આવ્યું, જોવું પછે કરે એ શું,
ઉમેરાઉમેર ચારી, એમ ત્યાં મુકે મુકે;
પાર્થપરાક્રમતણી, ખાંડવમાં હાનિતણી,
વાત ના વિચારે કોઇ, સ્વયં ફૂટણા ફૂટે. ૧૧૦

સમસ્ત મરૂતગણે, યુદ્ધકરવા વિચાર્યું,
વદા ગુરૂવર્ય બોલ્યા, સ્થિર થાવ કામ છે;
પરાક્રમી પૂર તમે, નવખંડ મધ્ય નામ,
ખાંડવાદિ દાહસમે, જીત્યો મહાધામ છે;
સટકી ગયું'તું શૌર્ય ? કે ન્યુનતા રાખી હતી !
હારી આવ્યા કેમ કહો ? શરનો એ સ્વામ છે !
જીતવાનું નથી નથી, કથી કથી કહું હેતુ,
મથી મથી એમ સર્વ, બેસાડિયા હામ છે ! ! ૧૧૧

ભગદત્ત ભારે ભૂપ, જરાસંધ, અંધસુત,
શિશુપાલ સરખાનો, ગર્વ તોર તોડિયો;
ભૂમંડળ આખાકેરા, નૃપમંડળને જીત્યા,
વીર વ્યંડળ કરીને, સમૂહ વખોડિયો;
જીત્યા દેવ દેવેશને, મુરારિ અપારી સાં'ય,
ભ્રષ્ટ થશો ભલા તમે, જોગ જૂઠો જોડિયે !

૧૧૦ વિજયથી ઇ૦–ધનંજય ( અર્જુન ) વિજયથી ( આપણા ઉપર જય,મેળવવા વડે ) વંઠી ગયો તે વારૂ ( ઠીક ) નહિ ધારૂં નહિ –સહન કરૂં નહિ ( અમો, કર્તા ). વાસવ ઇ૦–ઇંદ્ર એનો બાપ છે તે ભલે રૂઠે ! સ્વયં–પોતે.

૧૧૧ મરૂતગણે–દેવના સમૂહે. ખાંડવાદિ ઇ૦–એમ છતાં પણ ખાંડવવન વગેરે બાળ્યું તે વખતે તે મહાધામ ( મોટા તેજવાળો ) જીત્યો!

જબર્દસ્ત, અરિથકી, ડરીને રે'વું દિનેશ,
જુક્તિ કરો એવી કોક, જાણે મને છોડિયે. ૧૧૨

સરવાંશે કરે એમ, કે હસ્તી ન આપવો તો,
આપવો ના એમ ભાખું, જુક્તિએ જણાવવું;
આપીએ છીએ અમે ને, લેઇ શકો નવ તમે,
એવું કૈંક ખોળી કાઢી, તણાતે તણાવવું;
ના કે'તામાં નડશે એ, યજ્ઞાદિક બંધ કરી,
વેદાદિક વિધિવાક્ય, રોધશે ભણાવવું;
દાન્તી થશે વેદાન્તીએ, નિઝરને નડવાને,
કોક મળી આવે દ્વિજ, ચિત્તમાં ચણાવવું. ૧૧૩

---

૧૧૨ અર્જુનનાં પરાક્રમ ગણાવે છેઃ ભગદત્ત ઈ૦. અંધસુત–ધૃતરાષ્ટ્રપુત્રો. વીર ઈ૦–પૃથ્વીના તમામ વીરોને વ્યંડળ ( નપુંસક ) કરીને તેમના સમુદાયને વખોડયો ( તિરસ્કાર કર્યો ) છે. દિનેશ–હે સૂર્ય ! જાણે ઇ૦–અર્જુન એમ જાણે છે કે જાણે દેવોએ મારા અપરાધની ક્ષમા કરીને મને જતો મૂકયો, એવી કોઈ યુક્તિ કરો.

૧૧૩ સરવાંશે ઇ૦–સર્વાંશે ( સર્વના મત પ્રમાણે ) એમ ઠરે કે હસ્તી આપવો નહિ, તો હું પણ એમ ભાખું છું કે હસ્તી નજ આપવો પણ તે ન આપવાની વાત જુક્તિપૂર્વક તેમને જણાવવી. અમે હાથી આપીએ છીએ પણ તમે લઈ શકતા નથી એવી કોઈ યુક્તિ ખોળી કાઢી તણાય ત્યાં સુધી તાણવું–દિવસ ગત કરવા. જો ના કહેશો તો એ યજ્ઞાદિક બંધ કરીને તમને નડશે અને વેદ વગેરે યજ્ઞ કરવાના વિધિનાં જે વાકયો છે તે ભણાવવાનો અટકાવ કરશે. દાન્તી ઈ૦–નિર્ઝરને (દેવને) નડવાને એ દાન્તી ( દાન્ત–દાનો ) છે તે વેદાન્તી ( વેદાંતીઓ કર્મ ઉપાસનાનો ત્યાગ કરેછે માટે યજ્ઞાદિક કર્મનો ત્યાગ કરનારો ) થશે. વળી કોઈ બ્રાહ્મણ પણ તેમને મળી આવશે એમ પણ આપણે મનમાં સમજવું. બ્રાહ્મણ મળી આવીને શું કરશે તે હવેના છંદમાં કહેશે.

ઉપાય રે'શે ન ત્યારે, કરજો તેનો વિચાર,
અસંખ્યાબ્ધિ દ્વીજ સેવે, મત્રે કોઇ શિરનો;
ધનંજયે વિજય તો, વસુંધરા મધ્ય કીધો,
ફાવે તેમ ફેલાવે જો, સ્વમહિમા ભીરૂનો;
અમારો જે ધર્મ હતો, તેવું કહ્યું અમે સર્વ,
કરવાનું કરો તમે, વાંક કાઢો વીરનો,
જય છે તેમાં જરૂર, બીજી વાતે બૂડવાનું,
તરવાનો આરો નહિ, ધારો પથ ગિરનો. ૧૧૪

## સેનાનીપ્રત્યુત્તર

દૈન્યને તજો દેવેશ, ગુરૂવેણુ સત્ય માનો,
જોરાળા એ વિર જાણો, પાડુ પુત્ર પંચ જે;
નિમિષાર્ધ તેનું અર્ધ, વા સમય ઓછો તેથી,
વીતનામાં વશ કર્યો, પ્રેરો આ પ્રપંચ જે;
તેની સાંથે વેર કરી, સુખે બેસવામાં માલ,
અમો નવ ધારૂં રજ, સાચેમાચો સંચ જે;
પ્રત્યુત્તર આપવા મેં, આ લખ્યું જુઓ વાંચીને,
ઠીક લાગે તો પકાવો, રાઢય નથી રંચ જે. ૧૧૫

૧૧૪ અસંખ્યાબ્ધિ—અબ્ધિ સંખ્યા ( જલધિ સંખ્યા ) કરતાં પણ વિશેષ ધરંદેવો અનંત બ્રાહ્મણોને સેવે છે તેમાં કોઇ તમારા માથાનો મળી આવશે—તે પોતાના મંત્રબળથી તમને બાંધીને પાડવોને સ્વાધીન કરી દેશે. કેમકે " मन्त्राधीनाश्च देवता "—" દેવો મંત્રને આધીન છે ". ભીરનો-ભીરૂપણાનો. કરવાનું કરો. શું કરો ? વાંક ઇ૦—તે વીરનો વાંક કાઢો—તેના પોતાના વાંકથીજ હારથી ન લેઇ જવાય એવી યુક્તિ રચો. ધારો ઇ૦—કેમકે અર્જુનને ના પાડવી એ ગિરનાર ( પાસેના જંગલ )ના પાડા માર્ગ જેવું કઠણ છે.

૧૧૫ સેનાની—કાર્તિકસ્વામી—દેવનો સેનાપતિ. પ્રપંચ—સંસાર.

દેવેશ અનુજ્ઞાથકી, સેનાની પઠાવે પત્ર,
વાહ ! વીર માગ્યું તમે, નથી કાંઇ એ વડું !
કિરીટીકુંવર માગે, અપાયે ન તેને કશું ?
વરષું વા'લ અંતરમાં, ચિત્ત ચોગણું ચડયું;
અલભ્ય કૈં અન્ય માગો, આપવા આરક્ત અમે,
આવો અને લેઇ જાવ, પાધરૂં અહીં પડયું !
હળીમળી વાત કરૂં, લાભ એ અધિક થશે,
ચતુર્દશ રત્ન જુઓ, કો દિન રે' ના અડયું ! ૧૧૯

## પ્રત્યુત્તરપ્રાપ્તિ.

પ્રત્યુત્તર લખી એવો, સાધિયો શરાગ્ર પર,
બાધિયો બહુ વિધિથી, મળે લખનારને;

---

એમણે એક નિમિષ ચતુર્થાંશ કરતાં અલ્પકાળમાં આ સઘળું વિશ્વ વશ કર્યું છે। પ્રપંચ-વિશ્વ. મનુષ્યના બાર માસવડે દેવનો એક રાત્રિદિવસ થાય છે, માટે દેવનું નિમિષાર્ધ તે મનુષ્યનાં ૩૬૦ નિમિષાર્ધ જેટલા થાય. અર્થાત્ મનુષ્યને જે કાળ ઘણો લાગે તે દેવને અલ્પ લાગે, માટે 'નિમિષાર્ધ'-ના અર્થમાં કે તેથી પણ ઓછા સમયમાં એમ કહ્યું છે સાચેમાચે—; ખરેખરો. સચ -યુક્તિ શકય ઇ૦—જેમાં રચ જેટલી શકય (ઉત્પન્ન થાય એવું ) નથી.

૧૧૯ પત્રમાં શું લખ્યું હતું તે કહે છે વાહ ઇ૦ કિરીટી ઇ૦—મારો કુંવર કિરીટી ( અર્જુન ) માગે તો તેને શું ન અપાય ? ચડયું (ચઢયું)-હર્ષથી પ્રફુલ્લિત થયું। અલભ્ય ઇ૦—વળી બીજું કાંઇ જે ન મળી શકે તેવું હોય તે પણ માગો આરક્ત-સર્વ રીતે પ્રીતિવાળા. પાધરૂં ઈ૦—આ અહીં પાધરૂંજ પડયું છે। ચતુર્દશ ઈ૦—ઐરાવત એ તો એક રત્ન છે પણ સમુદ્રમાંથી કાઢી આણેલાં ચૌદે રત્ન તમે જુઓ કે જેથી કોઇ દિવસ તમારૂં કામ અડયું રહે નહિ। વક્રોક્તિ.

શર સુસવાટ કરી, અગ્રમાં ઉત્તર ધરી,
આવી પડ્યું પાર્થ પાસે, જાણ્યો શુધ્ધ સારને;
આનંદ અતિશે આણી, છોડ્યા બંધ બાંધ્યાં તાણી,
વાંચવા વધારી વાણી, કર્યો ના વિચારને;
વાંચતામાં વાંકું લાગ્યું, વાગ્યું વજ્રથી અધિક,
પુરંદર પ્રપંચ આ, ભારે ધરે ભારને. ૧

## કિરીટીકોપ.

અરે વડ ભ્રાત! એ શું, એમ જાણે મન મધ્ય,
અવધ્ય ને વધ્ય, કોઇ, કરનાર છે નહિ!!
ખાંડવના દાહ સમે, પાંડવ પ્રતાપ ભૂલ્યા!
તાંડવ કરી કે', અર્થ સરનાર છે નહિ!!
એમ જાણે મનથી એ, ક્ષેમપથ સ્વર્ગકેરો,
વે'મ એ વિકારૂં, પાર્થ ડરનાર છે નહિ;
તુંબરાદિ મિત્ર મારા, ચિત્ર ને વિચિત્ર લુએ,
પવિત્ર આ ભારે, ભાર ભરનાર છે નહિ. ૧૧

---

૧૧૭ શરાગ્રપર–બાણની અણી ઉપર. લખનારને ઇ૦–પત્ર લખનાર અર્જુનને મળે એવી રીતે. અગ્રમાં–અણી ઉપર. વાંચવા ઇ૦–મત્પુર વાચવાને વાણી વધારી–મોટેથી પત્ર વાંચવા માંડયો પણ તેમાં વિપરીત લખ હશે તો સામાં હલકાઇ જણાશે એવો વિચાર ન કર્યો! અથવા અધીરાઇ લીધે પત્ર વાંચતાં વિચાર ન કર્યો—વાર ન લગાડી! પુરંદર ઇ૦–આ તો હાર ન આપવાનો (ઇંદ્રનો) પ્રપંચ છે, અને તે ભારે ભાર ધરે છે–પોતા આપણાથી અતિ મોટો માને છે–આપણને તુચ્છ ગણે છે, એ ધ્વનિ.

૧૧૮ વડભ્રાત !–(યુધિષ્ઠિરનું સંબોધન) અવધ્યને ઇ૦–દેવ અવધ્ય છે માટે તેમને કોઇ વધ્ય (વધ કરવા યોગ્ય) કરનાર નથી!! તાંડ ઇ૦–અને તેથીજ તે તાંડવ કરીને (નાચી કૂદીને એમ કહે છે કે તમા

અહો કુતી માત ! કાર્ય, મનવાચ્છિત કગ્યુ,
ડરતુ ન કોઇથકી, સ્મરૂ દ્રોણાચારીને,
વડભાતની આશિન, વાગ્છી મેં વાર વાર,
કર્યો શો વિચાગ કહુ, ધ્યાનમા ધ્યો ધારીને,
કૃપા કૃષ્ણતણી અને, દ્રોણગુરૂતણી વિદ્યા,
પિતૃઓનુ પુણ્ય હ્ર્દે, ધાર્યુ મે વિચારીને,
અખડ આ ભાથા ગ્રહી, બાણ તેમાથકી ઝાઝા,
સેતુ બાધુ સ્વર્ગે જવા, દેવ દેઉ ડારીને !! ૧૧૯

### ૯, સ્વગ સેતુબ ધન.

વળી એમ ગાડિવ લૈ, મગલમયી જે મત્ર,
શરમા મ ધાણુ કરી, સભાબીચ સ્થાપિયુ
પછે આણી આદગને, દાદર આરભ કર્યો,
સાદર પૂરાવા કાજ, કષ્ટ સર્વ કાપિયુ,
વિધ્નકેરા નાશક જે, મ ત્ર ભણાવ્યા અપાર,
ત્યા આચાર્ય આર્ય આવ્યા, જાપવાનુ જાપિયુ,
પછે અસ્ત્ર મુકવાને લક્ષધા લાગ્યો ચતુર,
આતુરતા અગ અતિ, વેણઆણ વ્યાપિયુ ૧૨૦

---

અર્થ સરનાર નથી ! એન ઇ૦ એ મનથી એમ જાણે છે કે સ્વગનો પથ ( માર્ગ ) ક્ષેમ ( સુરક્ષિત ) છે એ માર્ગે કોઇથી અનાય તેમ નથી, પણ એનો એ વહેમ હુ નાશ કરૂ છુ પાર્થ ( અર્જુન ) કાઇ એનાથી ડરનાર નથી ! હુ ગરાદિ ૦૦—હુ ભરૂ નોરે મારા મિત્ર અને યમના અનુચર ચિત્ર અને વિચિત્ર મને જુએ છે કે આ પાર્થ ભારે પવિત્રછે અને તે (પાપ રૂપી) ભાર વારનાર નથી !! હુ પાપ રહિત છુ માટે સ્વર્ગમા જવુ દુષ્કર નથી. એ ધ્વનિ ૧૧૯ ગ્રહી ઇ૦—આ અખડભાથામાથી ઝાઝા બાણ ગ્રહણ કરીને
૧૨૦ મગલમયી ઇ૦—કોઇ મોટા કામનો આરભ કરતા પ્રથમ

ઘટિકા અનેક નહિ, માત્ર એક વીતી જેવે,
પથાર્ધ પૂરાય તેવે, જોઇ સર્વ રીઝતા;
કાર્યકેરા વેગ આગે, આર્ય વાયુ દીન હવો,
આચાર્ય કે' વાહવાહ, હર્ષાશ્રુમાં ભીજતા!
અજબ ગજબ દેવે, જાણ્યો ના પિછાણ્યો તેવો,
અસ્ત્ર લઇ આવ્યા પ્રોઢી, ખાંત ધરી ખીજતા;
દાનવ આદિ દપેટું, ઝપેટું ઝાઝેરી વાર,
માનવના ભાર શા છે? અભ્યંતર સીઝતા!! ૧૨૧

તેત્રીશકોટિ દેવ ત્યાં, શસ્ત્ર અસ્ત્ર મૂકી મૂકી,
સુવાડવા સેતુ ચહે, કહે કોણ લેખે છે?
જોયું એવું જ્યારે ત્યારે, પંચ સજ થયા પૂરા,
માતાદિકને પઠાવ્યાં, સામસામા દેખેછે;

---

મંગલાચાર કરવામાં આવે છે તે પ્રમાણે મંગળમય મંત્ર ભણીને તે મંત્રને શર(બાણ)માં સંધાણ કરી તે બાણને સભાની વચ્ચે સ્થાપન કર્યું. અર્થાત્ સભાની વચ્ચેથી સ્વર્ગમાં ચઢવાનો દાદર આરંભ્યો સાદર–મનોરથ (કુંતી માતાનો) આર્ય–આર્ય ધૌમ્ય મુનિ વેણુબાણ ઇ૦–કેમકે તેના હૃદયમાં ઇંદ્રનું વેણ રૂપી બાણ વ્યાપી ગયું હતું.

૧૨૧ પથાર્ધ–અરધો માર્ગ. કાર્યકેરા ઇ૦–અર્જુનના સેતુ બાંધવા રૂપ કાર્યના વેગ આગળ આર્ય વાયુદેવ પણ દીન થયો! અર્થાત્ વાયુના વેગની ઝડપ કરતાં પણ અર્જુનના બાણની ઝડપ વિશેષ હતી. આચાર્ય–ધૌમ્ય ગુરૂ. અજબ ઇ૦–કોઇ વખતે નહિ પિછાણેલો એવો અજબ ગજબ દેવે જાણ્યો! મૃત્યુ લોકથી સેતુ બાંધીને સ્વર્ગનો માર્ગ રચાયછે, એ અજબ કરનારી અજબ વાત જાણવાથી દેવનો વિસ્મય વર્ણવીને અદ્ભુતરસ અસ્વાદ કર્યો છે. દેવ શું બોલતા તે કહે છે: દાનવ ઇ૦ તેમના મનના શું વદ્યું હતું તે કહે છે: અભ્યંતર ઇ૦–પણ અર્જુનનું પરાક્રમ જાણીને તે મનમાં તો સીઝતા–દાઝતા હતા!

ત્રિદશો અદૃશ્ય થાય, દૃશ્ય થાય વળી પાછા,
વીજઝબકાર જેવા, પૂર્ણ સર્વ, પેખે છે;
સૂર્ય અને શશિ કહે, કરો મૂળકેરો નાશ,
સેતુહેતુ થાય વ્યર્થ, દેવેશ ઉવેખેછે. ૧૨૯

એમ કરવાથી કહ્યું, સેતુ તોડી નાખો વર્ત,
પુરજન કપ્યો વળી, રક્ષણ તેનું કરે;
બે મગનો માર એવો, સત્વર ચલાવો સર્વ,
પ્રજાનું પાલન કયી, વિધથી વા'લે વરે ?
કાર્ય કરવે ઉત્સુક, અને પ્રજા રહે નહિ,
પાપ છિદ્ર જોઇ ઝટ, ટોટો યમ આ ધરે;
ખરૂં ખરૂં કહે સર્વ, દેવેશનો દાવ ઠીક,
આચરવા લાગ્યા એવું, દેવ પાપથી ડરે ! ! ૧૨૩

---

૧૨૨ સુવાડવા—નાશ કરવા. સેતુ—અર્જુનને બાણવડે બાંધેલો પૂલ. કહે ઇ૦—દેવો કહે છે કે અર્જુનના એવા કાર્યને કોણ લેખે છે—ગણે છે ! એવું—બધા દેવ સેતુ તોડવા યત્ન કરે છે એવું. પંચ—પાંચે પાંડવ. માતા દિકને ઇ૦—માતા, દ્રૌપદી, સુભદ્રા, વગેરેને તેમના નિવાસસ્થાનમાં મોકલ્યાં ( શસ્ત્રાસ્ત્ર વાગી ન બેસે માટે ). સામસામા ઇ૦—તેઓ અને દેવ એક બીજાને દેખે છે. દેવ કેવા દેખાયછે તે વર્ણ્યું છે; ત્રિદશો ઇ૦—દેવ અદૃશ્ય થાય અને વળી પાછા દૃશ્ય થાય ( દેખાય ) તેથી સર્વે તેમને પુરા વીજળી-ના ઝબકારા જેવા જુએ છે. મૂળ કેરો નાશ—અર્થાત્ સેતુનું મૂળ ( તેનો બાંધનાર ) જે અર્જુન, તેનોજ નાશ કરો. પોતાના પુત્ર કર્ણનો અર્જુન શત્રુ હોવાથી સૂર્યે એવી સલાહ આપી, પણ અર્જુન ઇંદ્રનો પુત્ર હોવાથી ઇંદ્ર તે વાતની અવગણના કરે છે; દેવેશ ઇ૦—દેવેશ (ઇંદ્ર) સૂર્યની વાતને ઉવેખેછે.

૧૨૪ ઇંદ્રનો અર્જુન પ્રતિ પક્ષપાત છે એમ બીજા દેવોને લાગે માટે ઇંદ્ર દેવોને યુક્તિ બતાવે છે: એમ.ઇ૦. પુરજન—ઇંદ્રપ્રસ્થ નગરીના લોકો પ્રજાનું ઇ૦—સેતુ બાંધવામાં તથા બાંધેલા સેતુનું રક્ષણ કરવામાં રોકાયલો

પખાલીને વાંકે ડામે, પાડાને તો આડા લોક,
વલા દેવના ભવાડા, એવા થયા શરૂ ત્યાં;
ઇંદ્રપ્રસ્થકેરા લોક, આનંદથી મળ્યા જોવા,
અસ્ત્ર શસ્ત્ર હાથ નહિ, મરે એવા ડરું ત્યાં;
ખપવા ને ખડ્ગ પડે, ભુશુંડિ ને તુંડિ રૂંડી,
મલ્લ મલ્લ આવી ભેટે, સર્વે હોંસ હરું ત્યાં;
શક્તિ સુસવાટ કરે, ગુપ્તિ ઘડે ત્યાં તો ઘાટ,
સુપ્તિપણાને સ્વીકારે, સુત કહે મરું ત્યાં! ૧૨૪

---

અર્જુન નગરીના લોકનું રક્ષણ કવી રીતે કરશે? કાર્ય ઇ૦-જો અર્જુન કાર્ય કરવે (સેતુબંધન રૂપ કાર્ય કરવામાં) ઉત્સુક રહેશે અને પ્રજાનું રક્ષણ નહિ કરે તો, રાજા થઈને સ્વાર્થ માટે પ્રજાનું રક્ષણ ન કરવા રૂપી પાપનું છિદ્ર જોઇને આ યમ તેનું ગળું પકડશે. અર્થાત્ પછી તો તે યમપુરીનો અધિકારી થવાથી સ્વર્ગમાં આવી શકશેજ નહિ! દેવ ઇ૦-કવિ કહે છે કે અર્જુન તો માણસ, માટે તેણે પાપથી ડરવું જોઇયે, પણ દેવ કાંઇ પાપથી ડરે એવા છે? અર્થાત્ નિરપરાધી પ્રજાને પીડવા રૂપ પાપ દેવ આચરે તેનું કાંઇ નહિ, અને અર્જુન જો રક્ષણ ન કરવા રૂપ પાપ કરે તો તે યમપુરીમાં જાય! એવોજ દેવનો ન્યાય છે!!

૧૨૪ દેવનો અન્યાય વર્ણે છે; પખાલી ઇ૦ આડા લોક પખાલીને વાંકે બિચારા પાડાને ડામે, એના જેવા દેવના વલા ભવાડા ત્યાં શરૂ થયા! અર્થાત્ અર્જુનને વાંકે ઇંદ્રપ્રસ્થના લોકને પીડવા માંડયા! મરે ઇ૦-એવા હથિયાર વગરના લોક મરે ત્યાં, કવિ કહે છે કે, હું ડરું છું (પાપથી). ભુશુંડિ-એક જાતનું ફેંકવાનું હથિયાર. તુંડિ-પક્ષીની ચાંચના જેવું હથીયાર. રૂંડી-એ નામનું એક હથિયાર. મલ્લ-ગાંડા. મલ્લ-મલ્લ જેવા દેવ. હોંસહરૂ-હોંસને હરનારા. સુપ્તિ ઇ૦-કોઇ પ્રજાજનનો પુત્ર ઉપર કહ્યાં તેવાં હથિયાર વાગવાથી સુપ્તિપણાને સ્વીકારે છે-ભૂમિ ઉપર પડી જાય છે અને 'હું મરી જાઉં છું' એમ બોલે છે।

ચોકેચોક લોકકેરા, ધવાવા ત્યાં લાગ્યા ઘણા,
ભીમભડ! રક્ષ રક્ષ, બંધ કરપ કાર્ય એ;
પ્રસન્નતા માતાકેરી, પછે કરો પાર્થ વીરા,
રંકનું રક્ષણ કરો, હણો કો અનાર્ય એ!
પ્રજા પીડવા ન દેવી, શાસ્ત્રઆજ્ઞા શુદ્ધ સેવી,
હૃદયમાં રાખો એવી, ભૂલો નવ આર્ય! એ;
તૂટે છે બંધાતો સેતુ, વ્યર્થ થવા લાગ્યા હેતુ,
નડયા ચંદ્રને કે કેતુ, કંપતા આચાર્ય એ!
ભીમભડે ગદા ધારી, સેનાનીને મારી સટ,
અદૃશ્યતા ધારી પણ, ગદા લાગી છાતીમાં;
તદા તે આકાશથકી, પડ્યો અવનિએ ટટ,
નાસે દેવ આમ તેમ, સુકીર્ત્તિ લજ્જાતીમાં!
પડયો સેનાપતિ હેઠો, અર્કતૂર પેઠ પણ,
પડ્યો એવો ચઢ્યો ચટ, સુરની વિખ્યાતિમા;
ગભરાયા ઘણા સુર, અવનવા આતો અતિ!
નીચે રહ્યા માર મારે, જોરાળાની જાતિમા!

---

૧૨૫ કાર્યએ-સેતુ બાધવાનું કાર્ય હણે ઇ૦—અમને હણે છે અનાર્ય (દુષ્ટ) એ કોણ છે? તૂટે છે ઇ૦—બંધાતો સેતુ તૂટે છે અ. ઉપર ચઇ સ્વર્ગમા જઇ ઐરાવત આણવાનો હેતુ વ્યર્થ થવા લાગ્યો, જેમ ચંદ્રમાને કે [illegible]તુ (ઘણાક ધૂમકેતુ) નડયા હોય તેમ એક અ. ઘણાક દેવ નડયા છે, એ જોઉને પાડવોનું શુભ ઇચ્છનારા આર. ચોમ્ય કંપવા લાગ્યા!

૧૨૬ સેનાનીને-દેવના સેનાપતિ કાર્તિકેયને. અદૃશ્યતા સેનાની દેવ અદર્શ તો થઇ ગયો તથાપિ ગદા છાતિમા લાગી અર્કતૂર (આકડાના રૂની પેઠે) તુચ્છ જેવો થઇને પડયો ઇ૦ જેવો તે પડયો કે તરત આકાશમા ચઢી ગયો ચઢી જવાનું કારણ કહે છે સુરની ઇ૦-કી

ધર્મનંદન કહે છે, પાર્થ પેલું તપાસય તું,
તારૂં ઘર જાય નહિ, તેવી જોડય જુક્તિને;
કરવાનું કાર્ય જેહ, પછે કરજે તું બાધ,
રક્ષણ પ્રજાનું થાય, રાખ્ય તેવી રૂક્તિને;
ધર્મથકી મળે જય, અધર્મથી થાય ક્ષય,
ન્યાયશાસ્ત્રતણો નય, ઉંડી ધારય ઉક્તિને;
સાચવ્ય સેતુને પછે, એ ઉભય કાર્ય થયે,
આર્ય દેવ સાથે યુદ્ધ, કરય ધરય યુક્તિને ૧૨૭

એવે આવી નકુલ કે', પુર સૌ આચ્છાદી દીધું,
શરમંડપ કરીને, અભંગ એ તો થયું;
સહદેવ કહે ભ્રાત, સેતુ સાચવું હું સર્વ,
ગર્વ કાંઇ કરૂં નવ, ભાગતાં પાણી ગયું !
અર્જુને વળી અપાર, પુરજન પાળવાને,
અસંખ્યાત અસ્ત્ર મૂક્યા, યુધિષ્ઠિરે જે લહ્યું;

સુરની ( દેવની ) વિખ્યાતિમાં ( પ્રસિદ્ધિમાં ) છે અર્થાત્ તે દેવ છે માટે પૃથ્વીપર રહે નહિ, એવો તેમનો સ્વભાવ હોવાથી આકાશમા ચઢી ગયો ! જેરાણાની ઇ૦—જેરાણાની જાતિમાં-દેવજાતિમાં-અર્થાત્ નીચે રહીને પણ દેવોને માર મારે છે ! !

૧૨૭ પ્રજારક્ષણરૂપ ધર્મ એજ ક્ષત્રિયનું મુખ્ય કાર્ય હોવાથી તેને ક્ષત્રિયે પોતાનું ઘર માનવું જોઇએ, એવા હેતુથી યુધિષ્ઠિર અર્જુનને ઉપદેશ કરે છેઃ તારૂં ઘર ઇ૦ નય-નીતિ ઉંડી ઇ૦-ન્યાય શાસ્ત્રની એવી ઉક્તિ ( વાણી ) ને ઉંડી ધારય-મનમાં સારી રીતે સમજી રાખ પ્રજારક્ષણ રૂપ એક કાર્ય સૂચવ્યા પછી સેતુરક્ષણ રૂપ બીજું કાર્ય સૂચવે છેઃ સાચવ્ય ઇ૦. ઉભય કાર્ય—પ્રજારક્ષણ અને સેતુરક્ષણ

ભીમે સહદેવકેરી, સેતુહેતુ સા'ય કરી,
તીર વીર બની ધર્યું, ધનુષ્ય ધ્યાને મર્યું. ૧૨૮
તાકી માર્યું તીર અતિ, ભીષણ ભાનુજાનુમાં,
કૃશાનુને તેવું માર્યું, કપોલમાં તાકીને !
એક કાળે પડયા બેય, પૃથ્વીપર તરફડતા,
ચડવા લાગ્યા ચતુર, ભામે જોયું ઝાંકીને;
અગ્નિ પર નાખી ગદા, ભૂમિમાં ભરાયો તેહ,
ઊઠાયું ન ગદા વાગ્યે, ગયો એવો થાકીને;
સૂર્ય જતો જોઇ માર્યું, મલ્લ જેવું બલ્લ શર,
અટક્યો તે અધવચ, પટ ગયો પાકીને ! ૧૨૯

---

૧૨૮ પાંડવોએ જૂદા જૂદાં કામ સ્વીકારી લીધાં તે કહે છેઃ એને ઇ૦. શરમંડપ ઇ૦–બાણનો માંડવો કરીને આખા નગરને ઢાંકી દીધું છે તેથી દેવનાં મૂકેલાં શસ્ત્રાસ્ત્રથી તે હવે ભંગ પામશે નહિ. ગર્વ ઇ૦–હું કાંઇ ગર્વ કરીને કહેતો નથી. પણ સેતુ ભાગે તો માર પાણી જાય એમ જાણજો. એમ છતાં પણ યુધિષ્ઠિરની ખાત્રી કરવાને અર્જુને પણ નગરરક્ષણ માટે અસંખ્યાત અસ્ત્ર મૂક્યાં. ભીમે ઇ૦–ભીમે સેતુ રક્ષણ કરવામાં સહદેવને મદદ કરવાને વીર બનીને તીરને હાથમાં ધર્યું તથા ધનુષ્યને પણ ધ્યાનમાં લીધું. અર્થાત્ ભીમ અત્યાર સુધી જે ગદાયુદ્ધ કરતો હતો, તેણે હવે ધનુષ્યબાણ હાથમાં લીધાં.

૧૨૯ ભીમે ધનુષ્યબાણ લેઇને શું કર્યું તે કહે છે: તાકી ઇ૦–ભીમે અતિ ભીષણ (ભયાનક) એવું તીર તાકીને ભાનુ (સૂર્ય) ના જાનુ (ઘૂંટણ)માં માર્યું; અને તેજ પ્રમાણે કૃશાનુને (અગ્નિદેવને) તાકીને કપોલમાં માર્યું ! પૃથ્વીમાં અગ્નિ છે તે વિષે ઉત્પ્રેક્ષા કરે છેઃ ઉઠાયું ઇ૦–ભીમની ગદા વાગ્યાથી અગ્નિથી ઉઠાયું નહિ માટે તે ભૂમિમાં ભરાઇ ગયો ! સૂર્ય અંતરિક્ષમાં ભમે છે તેનો હેતુ કલ્પે છેઃ સૂર્ય જતો જોઇ ઇ૦. અગ્નિના પૃથ્વીમાં રહેવાના તથા સૂર્યને અધવચ ભમવાના હેતુની સંભાવના ભીમની ગદા તથા બાણના પ્રહારને વિષે કરી છે માટે હેતૂત્પ્રેક્ષા અલંકાર.

મૃગાંકિત બાણુ લેઇ, ચંદ્રને નકુલે તાડયો,
લાંચ્છનવાળો તે થયો, ગયો લાજી નાશીને;
અશ્વિનીકુમાર આવ્યા, સેનાનું વૈદું કરવા,
સહદેવે એક શરે, જોયા બે તપાશીને;
થઇ દશા દવા પડી, તે વૈદ્યવારૂને જડી,
ગયા નાશી વૈદ્ય ત્યાંથી, માત્રા પીધી ત્રાશીને;
યમદંડ લેઇ યમ, યુદ્ધ કરવાને આવ્યા,
યુધિષ્ઠિરે અસ્ત્ર મૂકી, ખાસી કરી ખાસીને! ૧૩૦
સંયમની પઠાવ્યા તે, અસ્ત્ર બળે યુધિષ્ઠિર,
જઇ પાપ પુણ્ય જોવા, બેઠા ચોપડા વિષે;
ભીષણ નામાસ્ત્ર ભીમે, વાયુ પર મૂક્યું ઝટ,
કાળ વ્યાળ આવી કેડયા, દીન બાપડો દીસે;
અર્જુને અસંખ્ય અસ્ત્ર, જે જે દેવનેજ માર્યા,
ગયા નાશી તે તે ત્યાંથી, મોટે નાને તો મિષે;
ઉગ્રકાસ્ત્ર પ્રગટાવ્યું, મયૂરને મારવાને,
ઉડયો લૈ સેનાની યશું, કારજ વશ્યા વીશે. ૧૩૧

---

૧૩૦ મૃગાંકિત–હરણના ચિન્હવાળું. થઇ દ૦–તે બન્ને વૈદ્યને દશા (રોગની પીડા) થઇ અને તેમની પાસેની દવા (ઓષધ) પડી (પૃથ્વી પર પડી ગઇ), પૃથ્વી પરના વૈદ્યવારૂને જડી ખાસી–સારી રીતે. ખાસી કરી–હીજડો બનાવ્યો! અહીં પણ ચંદ્ર વગેરેને લાંચ્છન આદિના હેતુની સંભાવના નકુલ વગેરેના બાણપ્રહારમાં કરી છે માટે હેતૂત્પ્રેક્ષા.

૧૩૧ સંયમની પઠાવ્યા–જમપુરીમાં મોકલી દીધા અર્થાત્ તે પોતાને ઘેર નાશી ગયો! ભીષણ–ભયાનક સાપ વાયુને ખાઇ જાય છે, એમ કવિઓ માને છે તે ઉપરથી વક્રતા કહે છે કે, કાળ વ્યાળ–વાયુના કાળ રૂપી વ્યાળ (સર્પ) આવીને તેને કરડ્યા (ખાઇ ગયા) તેથી તે બાપડો દીન દેખાવા લાગ્યો. મોટે ના૦–બાગ ખોગ બહાનાં કાઢીને સેનાનીનું વાહન

યુધિષ્ઠિર કહે ભાઇ, દેવેંદ્રનો દાવ સાધ્ય,
નીકર એ નાખી વજ્ર, ઘાત કરે કોઇનો;
વાસવનો વજ્રવાળો, કિરીટીએ રોકયો કર,
ઉંચો નીચો નવ થાય, દાવ સાધ્યો મોઇનો,
એવે ત્યાં અનેક બાણ, ભીમાદિક ભડે માર્યાં,
વાર્યાં પણ વળ્યા નહિ, ઉડ્યો દાવ મોઇનો,
સમજાવી સુરેંદ્રને, સાથી તડી ગયા સાથ,
આવવા દો અહીં એને, ફીટાડીએ ફોઇનો. ૧૩૨
એમ વિસર્જન ગયા, આવ્યા તેમ ચાલ્યા ગયા,
સકટ કંટક સંચા, માનવને જાણિયા !
ગયા દેવ જાણી ઝટ, કટ આરંભાયો સેતુ,
હેતુ પાર પાડવાને, તાતા તીર તાણિયા,
સીડી બીડી નભે જાય, ફાડી ચઢી ચાલી જાય,
પીડી પેરેપેર દેવ, એવા દિન આણિયા,
કાશીશ્વરી કૃતિ, સ્મૃતિ મધ્ય આવે કોને,
અરસિક શ્રોતા વક્તા, પ્રમાણે પ્રમાણિયા ! ! ૧૩૩

---

મોર ઉ અને ધુડ મોરને મારે છે, તેથી અર્જુને સેનાનીના મોરને માર-વાને ઉલૂકાસ્ત્ર (ઘુડના જેવું કાર્ય કરનારૂં અસ્ત્ર) પ્રકટાવ્યુ, તેને જોઇને મોર સેનાનીને લઇને ઊડી ગયો. એ રીતે દેવના સેનાપતિને પણ સંગ્રામમાંથી દૂર કર્યો ।

૧૩૨ દેવેંદ્રનો દાવ સાધ્ય–ઇંદ્ર વજ્ર ન મારી શકે તેમ કર રોકયો–અસ્ત્ર બળે અટકાવ્યો વાર્યો ઇ૦–જેમ મોઇનો (ગિલ્લીનો) દાવ ઉડયો–ગિલ્લી ઉડાડી હોય તે પાછી વળે નહિ તેમ ભીમાદિક વીર પુરૂષોએ મારેલા બાણ પણ દેવોએ અટકાવ્યા તો ખરા પણ પાછા વળ્યા નહિ ! સાથી–સાથે આવેલા બીજા દેવો ફીટાડીએ ઇ૦–એનું નામજ કાઢી નાખીએ–નાશ કરીએ

૧૩૩ આવ્યા તેમ–અર્થાત્ કાર્ય સિદ્ધ કર્યાં વિના પોતાની રસિક

## ભીમાર્જુનગમન.

પૂલ બાંધ્યો એમ પેર, મૂળ મહી (ને) ટોચ નભે,
ફૂલ ફાલ્યાં વૃક્ષ વિના, કુલ ચંદ્ર વારિથી;
નમ્યો નર નૃપાળને, ગમ્યો કે'વા ગર્જ શી છે?
ચમ્યો ઉમરો ક્રમાવ્યો, રમ્યો શો દિદારીથી!
નૃપાળ! આજ્ઞા આપિયે, કૃપાળ કૃપા કીજિયે,
રસાળ! રસ લીજિયે, અકાળ આ કારીથી,
માતમન મનાવિયે, વાત શુદ્ધ જણાવિયે,
વાત ખ્યાત વણાવિયે, ભ્રાત! ભીમ ભારીથી. ૧૩૪

---

કવિતાની ચમત્કૃતિ તે વખતના અરસિક શ્રોતા અને વક્તા સમજી શક્યો નહિ, એમ ધારી કવિ શોક કરે છેઃ કવીશ્વર ઇ૦–કવીશ્વરની આ અદ્ભુત રસમય કૃતિ (રચના) છે તે કોને સ્મૃતિમાં આવવાની છે? કેમકે શ્રોતા અને વક્તા બન્ને અરસિક (અરસજ્ઞ) છે એમ પ્રમાણથી (પ્રત્યક્ષાદિ પ્રમાણથી) પ્રમાણ્યા છે (સિદ્ધ કર્યું છે) મતલબ કે રસજ્ઞ પુરુષો જ મારી આકૃતિ જોઇને આનંદ પામશે. કવિએ અહીં યુદ્ધવીર વર્ણ્યો છે તેમ છતાં તે અદ્ભુત રસનીજ પુષ્ટિ કરે એવો વર્ણ્યો છે, એ ચમત્કાર રસજ્ઞ પુરુષોજ જાણી શકે એવો હોવાથી કવિનું લખવું સત્ય છે.

૧૩૪ મૂળ ઇ૦–તે પૂલનું મૂળ મહી (પૃથ્વી)માં છે અને તેની ટોચ નભે (આકાશમાં–સ્વર્ગમાં) છે. ફૂલ ઇ૦–ચંદ્રકુળના વારિ (પાણી–બળ) થી વૃક્ષ વિના ફૂલ ફાલ્યાં–અર્જુન પૃથ્વીપર છતાં તેના પરાક્રમ રૂપ પાણીથી તેની કીર્તિ રૂપી ફૂલ સ્વર્ગમાં ફાલ્યાં. અર્જુન હજુ સ્વર્ગમાં ગયો નથી તે પહેલાં તેની કીર્તિ ત્યાં ગવાઇ માટે વૃક્ષ વિના ફૂલ ફાલ્યાં એમ કહ્યું છે. રૂપકાલંકાર. નર–અર્જુન. નૃપાળને–યુધિષ્ઠિરને. નમ્યો ઇ૦–કવિ કહે છે કે અર્જુન યુધિષ્ઠિરને નમ્યો. એમ કહેવાની શી ગરજ છે? એ તો અર્થાત્ સમજાય એવુંજ છે. ચમ્યો ઇ૦–ઇંદ્રે કરેલું

આલિંગીને યુધિષ્ઠિર, વદ્યા ત્યાર વેગે ભ્રાત,
કાર્ય કરી આવો શુભ, માતને રીઝાવવા;
વાયુને વળવાતણી, ગર્જ નવ હોય કદી,
તોય એકથકી બેય, આનંદ ભીંજાવવા;
ભીમભડ સાથ જાવ, પંચ મળી જાત પૂરા,
આરગણુ અર્પે કષ્ટ, કાર્યને સીઝાવવા;
અમો ત્રણ પુરે રહી, રક્ષણ સર્વેનું કરું,
તમો બંને જાવ જોડે, ખરાને ખીજવવા. ૧૩૫
આજ્ઞા અનુસાર જાઉં ભીમભડ સાથે ભાઇ,
ગર્જ હોય મારી અહીં, ભ્રાત જાય એકલા;
નરેશ કે' જાવ બંને, જાણી લઇશું અમે,
વે'લા વળી આવો તમે, અબાધ હજો ભલા;

પોતાનું અપમાન સાંભળીને ઉપજેલો પોતાનો ઉભરો શમ્યો અને બીજા સૌનો હસરો શમાવ્યો. રમ્યો ઇ૦—દિહારી ( દર્શન કરવા જેવા દેવો ) ની સાથે તે યુદ્ધમાં કેવો રમ્યો ! અથવા દિહારી( યુધિષ્ઠિર )ની સાથે તે કેવો આનંદ પામ્યો ! હવે સ્વર્ગમાં જવાને આજ્ઞા માગે: નૃપાળ ઇ૦. રસાળ ઇ૦—હે રસાળ ! આ અકાળે ( સમય થયા પહેલાં ) કરેલા સેતુરૂપ કારી ( કારમા ) કામથી રસ લ્યો-ઇચ્છિત અર્થ સિદ્ધ કરો. મૃત્યુ થયા પછી સ્વર્ગમાં જવાય છે તેમ છતાં મૃત્યુ થયા પહેલાં સ્વર્ગનો માર્ગ કર્યો માટે 'અકાળ' શબ્દ મૂક્યો છે. વાત ઇ૦—સારી ભીમથી વાતની ખ્યાત વધારો અર્થાત્ ભીમની પાસે કાર્ય કરાવીને તેની કીર્તિ પસારો. અથવા આપણા સારી ભ્રાત ભીમવડે આ વાતની ખ્યાતિ આપણે પ્રસારી શકીએ છીએ ! ભીમને માન આપવાવડે અર્જુનનો વિનય ધ્વનિત કર્યો છે.

૧૩૫. આનંદમાં ભીંજાવવાને એક કરતા બે સારા ત્યારે પાંચે કેમ ન જઇએ ? તે કહે છે: પંચ ઇ૦. અરિગણ—શત્રુઓ. સીઝાવવા—ભમાડવા. ખરાને ઇ૦—બળવાન શત્રુ સાથે બાથ ભીડવાને બે શત્રુઓ બળવાન છે. માટે બેની જરૂર છે., એ વ્યંગ્ય છે

આશિર્વાદ આપ્યો ધૌમ્ય, કાર્યસિદ્ધિ નક્કી થશે,
માધવ રતિધવથી, મોહ પામે સબળા;
વચન શકુન શુભ, શ્રવણ કરી દેખીને,
સેતુપર ચડ્યા ભ્રાત, દેવ માની નિર્મળા. ૧૩૬

ખેચરની ગતિ ધારી, તુંબરુ ચાલી ગયો ત્યાં,
સમાચાર કહ્યા સર્વ, સ્વર્ગના સદનમાં;
જાણી જેણે જેણે વાત, તે તે ઊઠી ગયા જોવા,
અંતકને કાળ લહી, કોપિયા કદનમાં;
સામટા આ સ્વર્ગને શું, સમેટીને લેઇ જાશે,
વ્યાપ્યો કોપ ચક્ષુ અંગ, શાટથી રદનમાં;
અસુગરિ અટવાય, સેનાની સામદ મેગી,
પેરેપેર પૂછતો તે, મોહે એ મદનમાં? ૧૩૭

---

૧૩૬ ભ્રાત-ભીમ. મતલબ કે ભીમ એકલા પણ બધા દેવોને પૂરા પડે એવા છે। ભીમની સ્તુતિ વ્યંગ્ય છે. અબાધ ઇ૦-તમે બધા (વિઘ્ન)-થી અબાધ ( પીડા વિનાના ) હશો. માધવ ઇ૦-જેમ માધવ (વસંત) અને રતિધવ ( કામદેવ )થી સબળા પુરૂષો પણ મોહ પામે છે, તેમ તમો બન્નેથી પણ દેવો મોહ પામશે ( મૂઢ કર્તવ્યશૂન્ય ) બનશે. વચન ઇ૦-શુભ વચનને શ્રવણ કરીને અને શુભ શકુનને જોઇને. અનુક્રમાલંકાર.

૧૩૭ ખેચરની ઇ૦-આકાશમાં ફરનારની. સમાચાર-( ભીમ તથા અર્જુન આવે છે એવા ). સદન-ઘર-સ્થાન. જેણે જેણે-જે જે દેવોએ. અંતક ઇ૦-ભીમ તથા અર્જુનને અંતક ( યમ ) અને કાળ જેવા દેખીને તેમનું કદન (નાશ) કરવાને તેઓ કોપ્યા. તેમને એમ લાગ્યું કે આ બન્ને જણ આ સામટા સ્વર્ગને એકઠું કરીને લેઇ જશે કે શું ! આ વિચારથી તેમના ચક્ષુમાં અને અંગમાં કોપ વ્યાપ્યો ।-કોપથી તેમનાં નેત્ર લાલ થયાં અને શરીરે રોમાંચ થયાં। શાટથી ( યુદ્ધ કરવાના વિચારથી ) તેમના

બદરિકાશ્રમથકી, ઉર્વશીને ઉપજાવી,
અર્પી તેહ ભૂલી ગયા, કામ કરે કામ શુ ?
પેલા અંતકની પાસ, અપ્સરાદિ જાય કોણ,
ગદા મારે ગાઢી આડી, રહે નવ નામ શુ ?
શા ચઢે જોઓ ચતુર, ભયનો ન લેશ ભાળે,
ઐરાવત આપ્યે અર્પી, જાણો ન વિશ્રામ શુ ?
એક ખતા બીજી ખત્તા, માનો ત્રીજી ખત્તા માથ-
રખખતા બને નિશ્ચે, અત્ર થાશે આમ શુ ! ૧૩૮

અષ્ટ વસુ ને સમીર, ધીર ધરી બોલ્યા ત્યારે,
મદોત્કટ માતંગને, કરવો અપાર તો;

---

રદનમાં ( દાંતમાં ) પણ કોપ વ્યાપ્યો–દાંત પીસવા લાગ્યા ! અસુરારિ-ઇંદ્ર સેનાની ઇ૦–દેવનો સેનાપતિ. સામદાને મેળી ( એકઠા કરીને ) પેર પેર પૂછતો હતો કે એ ( ભીમાર્જુન ) મદનમાં (મોહ પામે) એવા છે ? અર્થાત્ તેમ હોય તો આપણે અપ્સરાઓવડે તેમને વશ કરી શકીએ.

૧૩૮ સામદો સેનાનીને ઉત્તર આપે છે ! બદરિકાશ્રમથકી ઇ૦–પેહેલા અર્જુન અહીં આવ્યો હતો ત્યારે બદરિકાશ્રમમાં રહેલા નારાયણની જ ધાથકી ઉપજેલી સર્વોત્તમ અપ્સરા ઉર્વશીને તેની પાસે મોકલેલી હતી પણ તે મચ્યો નહોતો, તેની પાસે કામદેવ શુ કરવાનો છે ? ભીમની વાત કહેછે પેલા ઇ૦–અને પેલા અંતક (યમ જેવા ભીમ)ની પાસે અપ્સરા વગેરે કોણ જાય ? રહે ઇ૦–તેનુ નામ શુ હતુ, તે પણ રહે નહિ ! જાણે ઇ૦–વિસામો ખાવો તે શું તે પણ તેઓ જાણતા નથી ! એક ખત્તા–ખાડવ દાહ વખતે બીજી ખતા–સૌગ્રહ્મ વખતે ત્રીજી ખત્તા–હવે ઐરાવત ન આપતા માર ખાશો તે "એક ખત્તા બીજી ખત્તા, અને ત્રીજી ખત્તા માથર ખખતા" એવા લૈહિક કથનનુ અનુકરણ કર્યું છે માટે લોકોક્તિ અલંકાર અત્ર ઇ૦–અહીંઆ પણ એવુ તો નહિ બને શુ ?–ત્રીજી વાર ખત્તા ખાઇને બેવકૂફ તો નહિ બનવુ પડે !

આવે જેણીવાર અત્ર, ભીમાર્જુન માગવાને,
બુદ્ધિએ સન્માન દેઇ, સાંધી લેવો તાર તો;
કે'તું ઐરાવત હસ્તી, હસ્તીશાળાથકી છોડી,
સાચવીને સાથ લીજે, જોડી આણી વાર તો;
હસ્ત્યારોહને પઢાવ્યો, ચઢાવ્યો ચતુરગણો,
હાથી નવ હાથ જાય, વારૂ એ વિચાર તો. ૧૩૯

ગોષ્ટ ગમી સર્વને તે, હા હા કરો એમ એમ,
ક્ષેમ થાસે ખરેખરૂં, બોલ્યું સત્ય ઠરશે !
ઐરાવત હાથ આવે, એવો માનવો ન કદી,
જશે હારી થાકી પાછા, દિલ મધ્યે ડરશે!!
વાસવ કે' થાશે એમ, કરવાની કરો આશા,
સભા મધ્યે ચાલો બેસું, હસ્તીએ શું કરશે ?
એમ વદી ગયા ચાલ્યા, સભાપ્રભા મધ્ય બેઠા,
ઉભય ત્યાં ભ્રાત આવ્યા, અર્થ કેવો સરશે!! ૧૪૦

ભીમાર્જુનઇંદ્રસભાપ્રાપ્તિ.

ચઢી આવ્યા ચતુર બે, આતુર હસ્તી લેવાને,
સ્વર્ગમાં પધારતામાં, માન અરપ્યું ઘણું;

---

૧૩૯ અષ્ટ વસુ–વસુ નામના આઠ દેવો. સમીર–વાયુદેવ. શું બોલ્યા ? મદોત્કટ ઇ૦–માતંગ (હાથી)ને અપાર મદોત્કટ (ગાંડો) કરવો. સાંધી ઇ૦–તેમની સાથે યુદ્ધ થવાથી જે મન જુદાં પાડી ગયાં છે તે પાછાં મેળવી લેવાં. જોડી ઇ૦–સાથે જોડી લીજે–જોડ લેઇ જાઓ. હસ્ત્યારોહને ઇ૦–એવો વિચાર કરીને પછી હસ્ત્યારોહને (મહાવતને) મોકલ્યો અને તેને પણ ચતુરગણો (ચારગણો) ચઢાવ્યો (ફસાવ્યો) કે હાથી ભીમાર્જુનના હાથમાં ન જાય એ વિચાર વારૂ (ઠીક) છે.

૧૪૦ સભાપ્રભા મધ્ય–સભાની કાંતિ (શોભા) ની વચ્ચે. અર્થ ઇ૦–હવે અર્થ કેવો સરશે તે હું (કવિ) કહું છું.

છત્રવાળાતણાં છોરૂં, ભતરીજા ભલાકેરા,
ક્ષેત્ર ફેર એજ ભેદ, પિતા એક તો ગણું;
પરાક્રમી પૂર નૂર, શૂર વીર સાચા લહી,
કયો પિતા રીઝે નહિ, હેત આવે બમણું !
એમ હતું માટે માન, ભીમાદિકને ત્યાં મળ્યું,
સનમાન થયું સારૂં, ઉભય માતાતણું ! ! ૧૪૧

કોઇ કહે એમ નહિ, પરાક્રમ કરી કમ—
ભરે ધરે માન સર્વ, નિશ્ચય એ વાત છે;
વાર હશે એમ બને, શંકાઓ અમારી ધારી,
માન્ય કરવા વિચારી, કવીશ્વર ખ્યાત છે;
જોયા ઇંદ્રે આવતા બે, અંતક ને કાળ સમા,
આપોઆપ આપ્યું માન, વિશ્વમાં વિખ્યાત છે !
ઇંદ્રાસન પાસ ખાસ, આસનપણે બેસાડયા,
સમાસન કર્યું અતિ, પ્રેમકેરૂં પાત છે. ૧૪૨

---

૧૪૧ કવિ ભીમાર્જુનને ઓળખાવે છે: છત્રવાળા ઇ૦—તે બન્ને છત્રવાળા( દેવો )ના છોરૂં છે, અને ભલા( દેવો )ના ભત્રીજા છે: માત્ર ક્ષેત્ર ફેર એજ ભેદ છે, નહિ તો પિતા તો એકજ છે. જયંત અને અર્જુનનો પિતા તો એક ઇંદ્રજ છે; માત્ર માતાઓ જુદી છે એટલોજ ફેર છે. એમ ઇ૦—એમ હતું માટેજ ભીમાદિકને ત્યાં માન મળ્યું. વક્રોક્તિ.

૧૪૨ પાછળ કહેલી વક્રોક્તિનો સ્પષ્ટાર્થ કરે છે: કોઇ ઇ૦—કોઇ કહે છે કે એટલા માટે માન નથી મળ્યું, પણ સર્વ કોઇ પરાક્રમ કરીને કમ (કામો) ભરે, તો માન પામે છે, એ વાત નિશ્ચય છે. ભીમાર્જુને પરાક્રમ કર્યું માટે તેમને માન મળ્યું છે વાર ઇ૦—પાછળ કહેલી વક્રોક્તિ અને આ સ્પષ્ટોક્તિ, એ બન્ને શંકાઓ અમારીજ ધારેલી છે માટે બન્ને માન્ય છે. એમ હોય તોય ઠીક અને તેમ હોય તોય ઠીક; માન મળ્યું એ નક્કી છે. આપો આપ ઇ૦—એમનું પરાક્રમ જોઇનેજ એની મેળે માન

## ઇંદ્રઆશિર્વાદ.

કુશળ છે પંચપ્રાત, તમ માત આશ પૂરો,
અમરપો તેને સુખ, એહ આશિર્વાદ છે;
આ સભા અમારી તેવી, તમે તો કરાવી સ્તુત !
જુઓ જુઓ તોય અહીં, કેટલો ઉલ્લાસ છે ! !
ગંધર્વ આ ગાનગર્વી, તમારે ત્યાં આવે કદી,
અપ્સરાઓ આવી નવ, સુખકેરો સ્વાદ છે !
કેંવાય ન મારાથકી, અધિક હવે તો કાંઇ,
સ્વર્ગ માંહી લજ્જન કશી, માનવ પ્રમાદ છે ! ! ૧૪૩

જોઇએ નંદન વન, ચંદન તરૂની ઘોર,
વૃંદ નવા નવા આગે, જણાય ન જાણુની;
એક વૃક્ષ એવું સેવું, જોતા માંહી ક્ષુધા જાય,
છે ભારી અપારી શોભા, સ્વેચ્છિત એ માણુની;
ચાલો જોએ ત્યાં ચતુર ! આતુરતાં દર્શે અતિ,
આશ પૂરવી ન કોની ? આશંકા શી આણુની !
જુઓને આ વજ્ર વારૂ, મારૂં તેને ના ઉગારૂં,
આવે નહિ એને આડું, પેર એ પ્રમાણુની. ૧૪૪

---

અપાઇ ગયુ ' સ્વભાવોક્તિ. સમાધાન–સમાશ્વાસન–આશ્વાસનકાર
આત–પાત્ર

૧૪૩ તેમને બોલાવવાને ઇંદ્ર યુક્તિ રચે છે અપ્સરાઓ ઇ૦–આવી અપ્સરાઓ તમારે ત્યાં નથી ! કેંવાય ઇ૦–' એમની સાથે તમે વિહાર કરો ' એવું અધિક વચન તમો પુત્ર પ્રત્યે મારાથી કહેવાય નહિ. તમે લાજતા હો તો લાજ છોડી દેજો, કેમકે સ્વર્ગમાંહિ ઇ૦–સ્વર્ગમાં લાજ શી ? લાજ એ તો માનવ જાતનો એક પ્રમાદ છે ! !

૧૪૪ ચંદન ઇ૦–એ વનમાં નવાં નવાં વૃક્ષોના વૃંદ ( જથ્થ )

## ભીમવચન.

સુરેંદ્રને નામી શીશ, વીશ વધા કાકા સાથ,
ભતરીજો ભલો વધો, કાકા! કાર જાણું છું;
શોભા આનંદ ઉભય, જોવાં નથી અમારે તો,
યુદ્ધ હાથી પૃથ્વીપર, ત્રણને ત્ખાણું છું;
એ રહો તમારી કને, અર્પી દીજે ત્રણ વસ્તુ,
અમસ્તુ નથી મેં માગ્યું, ઇચ્છા એવી આણું છું;
તેટલામાં તર્ત આવ્યા, મીઠા બોલ બોલશો મા,
સાચા ખોટા થવા થર, સુરેંદ્ર પ્રમાણું છું. ૧૪૫

---

હગેછે તેમાં નંદન વનની કાંઈ ખોટ છે એમ ન જાણવું ! કલ્પતરૂ ભાવે-વાને આદરને દર્શાવેછે: એક વૃક્ષ ઇ૦. સ્વેચ્છિત ઇ૦–એ શોભા સ્વેચ્છિત (પોતાની ઇચ્છા પ્રમાણે) માણવી. આતુરતા ઇ૦–ત્યાં જવાની તમારી અતિ આતુરતા મને દેખાય છે માટે ચાલો ત્યાં જઇએ ! આશ ઇ૦–મારે કોની આશ પૂરવી?–તમે શું મારે કાંઇ પરભાર્યા છો? અને –તમારી આશ પૂરવામાં મારે આશંકા શી આણવાની છે? અથવા તમારે સ્વર્ગનો ઉપભોગ લેતા શી આશંકા આણવાની છે? તમને જો કોઇ નંદન વનમાં ફરતાં ખાળશે તો તેને મારૂં વજ્ર મારૂં, વગેરે નિમિત્તથી તેમને ભયભીત કરવાની યુક્તિ રચે છે. જુઓને ઇ૦. આડું–એ વજ્રને કોઈ શસ્ત્ર અટકાવી શકે એમ નથી અર્થાત્ તમે જો અમારી સાથે યુદ્ધ કરશો તો વજ્રથી તમને સીધા કરીશું, એ વ્યંગ્યાર્થ.

૧૪૫ કાકા સાથ–ભીમ વાયુદેવનો પુત્ર હોવાથી અને વાયુ તથા ઇંદ્ર એક અદિતિ માતાના પુત્ર હોવાથી ઇંદ્ર ભીમનો કાકો થાય, એમ વર્ણવ્યું છે. ભતરીજો–ભીમ. કાર–કારસ્થાન–યુક્તિ પ્રયુક્તિ. શોભા–નંદન વનની. આનંદ–અપ્સરાઓનો. ત્રણને–તમારી સાથે યુદ્ધ કરવું, હાથી લેવો, અને તે પૃથ્વીપર લેઇ જવો, એ ત્રણ મારે જોઇએ છીએ. બે–પૂર્વોક્ત શોભા અને આનંદ. ત્રણ વસ્તુ–યુદ્ધ, હાથી, અને તે હાથીનું પૃથ્વીપર આવવું. લોકમાં કહેવત છે કે "હાથ કાકા! ત્રણ તારા ને બે મારા" એ વાતની પૂર્ણ કથાનો

### વાસવવચન.

ના ના ભાઇ એમ નથી ! તમારે કાજે આ કર્યું,
હસ્તી લેઇ વળો પાછા, અમારે ક્યાં નાય છે!
જોવા જેવું જુઓ એમ, અમારા મનની ઇચ્છા,
વે'મ પડે વારૂ નહિ, હાથીકેરી હાય છે;
જાવ જઇ વેગે અર્પો, હસ્તી આણી દીજે સુર,
જો જો વળી આવો કદી, અમર આ કાય છે!
એવે દોડી આવ્યા દાસ, મસ્તી હસ્તી થયો મસ્ત,
છોડવા દેતો નથી તે, વક્રતાએ વા'ય છે. ૧૪૬

વદે ત્યાં વૃદ્ધશ્રવસ, અરે એમ થાય કેમ ?
ગમે તેમ કરી કરિ, અહીં લાવો આ ઘડી;
કારણ ન ચાલે કાંઇ, વારણને વશ કરે,
ધારણ ને ધ્યાન ધરો, ઘડી કાઢો આ અડી;

---

અનુવાદ કરનારું એટલે "એ મારા ને ત્રણ તારા" એવું વાક્ય વર્ણ્યું છે માટે લોકોકિત તેડતામાં ઇ૦-તમે લખ્યું હતું કે સ્વર્ગમ આવીને હાથી લઇ જાઓ, તો અમે તે પ્રમાણે તરત આવ્યા છીએ માટે હાથી આપીને સાચાબોલા થાઓ તો હું તમને શૂર એવા સુરેંદ્ર પ્રમાણુ કરું !

૧૪૬ એમ નથી-હું તમને છેતરવાને મીઠા બોલ બોલતો નથી ! વે'મ ઇ૦-તમને વેહેમ પડે એ વારૂ (ઠીક) નહિ હાય-હા; જો જો ઇ૦-વળી કદી (કોઇ દહાડો) પાછા સ્વર્ગમા આવો ત્યારે જોવા લાયક વસ્તુઓ જો જો, કેમકે આ કાયા તો અમર છે ! મનુષ્યની કાયા અમર નથી, અને પોતાની કાયા અમર છે, એ સૂચવવાને મનુષ્યની કાયાને ઉદ્દે અમર કરી બતાવી માટે વક્રોક્તિ વક્રતાએ ઇ૦-વાંકેચુંકે ફરી જઇને અમને છેતરે છે, પણ છોડવા દેતો નથી ! અથવા, એમ વાંકાપણાવડે કૃષ્ણ શ્રીઅર્જુનને છેતરે છે. ( કવિવચન ).

નાગ લાગ લારી લાવો, ભાગ ભલા પામવા જો,
જાગ જગતણી જુએ, પાગમાં નાખો કડી;
વારૂ કહી દૂત ગયા, કરવા વિરૂદ્ધ વાત,
માતંગને વધુ મસ્ત કરતાં મૂકી છડી. ૧૪૭

પુરમાં પોકાર પડ્યો, ઐરાવત છૂટ્યો છૂટ્યો;
નાસો નાસો નગરથી, વસવામાં હાણ છે;
આહાકાર કરી લોક, પોકે પોક ભગી આવ્યા,
પોકે પોક મૂકી રડે, જાણુ કે અજાણ છે;
અસુરારિ વાર વાર, વારે અને શાંત કરે,
એવે આવ્યા દૂત દોડી, દીન થઇ વાણુ છે;
નાથ ! નવ ઐરાવત, હાથ આવે કોઇ પેર,
સાથ પુરજનતણા, પડીકે તો પ્રાણ છે ! ! ૧૪૮

ઉઠ્યા સુરરાય સુણી, ભીમાર્જુન સાથ ભાખ્યા,
એક બે દિવસ રહો, હસ્તીનું શું થાય છે ?

---

૧૪૭ શુદ્ધશબ્દ—છંદ કરિ—હાથીને. વારણને-હાથીને પણ ઇ-આ અરિ (અટકેલી) પણ હાંકો-જરૂરનું કામ કરો. નાગ-હાથી. ભાગ ઇ૦-તમારે ભલા ભાગ (વેતન અથવા યજ્ઞના ભાગ) પામવા હોય તો. જાગ ઇ૦-હાથી જગતણી (પૃથ્વી)ની જાગ જુએ-પૃથ્વીમાં જાય, એમ કરવાને ગમે તો તેના પગમાં કડી નાખો. વિરુદ્ધ વાત ઇ૦-છંદે કહ્યું તેથી ઉલટું કરવાને-હાથી ભીમાર્જુનના હાથમાં ન આવે એમ કરવાને માતંગને-હાથીને. કરતા ઇ૦-હાથીને વધારે મસ્ત કરીને અથવા કરવાને છડી મૂકી.

૧૪૮ જાણુ ઇ૦-કોઇ હાથી છુટ્યાની વાત જાણે છે તે અને કોઇ નથી જાણતા તે પણ દેખાદેખી ગભરાઇને બૂમો પાડવા લાગ્યા! અસુરારિ—છંદ વારવાર-વારંવાર. વારે-(પ્રજાજનને) રોકે. દીન થઇ ઇ૦-અર્થાત્ તેમની વાણી દીન થઈ ગઈ છે. સાથ ઇ૦-પુરજનતણા સાથના પ્રાણ તો પડીકે બંધાયા છે!

જ્યારે જ્યારે છૂટે ત્યારે, આમ તે તોફાન કરે,
હાથ નવ આવે વેં'લો, દૂર નાશી જાય છે!!
ચિંતા મન થાય એજ, ઇંદ્રપ્રસ્થ પુરે કદી,
છૂટી જશે મસ્ત થઇ, ધરે તેવો રાય છે!!
આપવાને વાર નથી, પણ આપવાની વસ્તુ,
હાથથકી જતી રહી, મારી નવ નાય છે!! ૧૪૯

## પાર્થપ્રેમવચન.

પિતાશ્રી! પ્રણામ કરું, ચિંતા નવ ધરો ચિત્ત,
આપવાની હશે ઇચ્છા, આપતાં શી વાર છે?
પુર્જન કષ્ટાય અતિ, શાંત કરવા તે પે'લા,
હાથી નવ હાથ આવે, સુરમાં શો સાર છે?
રેં'વાય ન એક દિન, અમારે તો ઘાંટી ઘાંટી,
તમે પણ શું કરો? વાતમાં વિચાર છે!
હસ્તી હાથ આવે નવ, સેવકને કાર્ય સોપો,
વિપળમા કરી આવે, એના તે શા ભાર છે!! ૧૫૦

---

૧૪૯ હસ્તીનું ઇ૦—હવે હાથીનું શું થાય છે તે જોઈએ! વેં'લો ઇ૦—એ વહેલો હાથ નથી આવતો. અર્થાત્ તમારે અહીં કેટલાક દિવસ રોકાવું પડશે! ચિંતા ઇ૦—તમને હાથી આપતાં એજ ચિંતા થાય છે કે કદી જો ઇંદ્રપ્રસ્થ નગરમાં આમ તેમ છૂટી ગયો તો તેને ધરે (પકડે) એવો કોઈ ત્યાં રાજા છે? મારી ઇ૦—હું ના કહેતો નથી!

૧૫૦ પિતાશ્રી ઇ૦—(અર્જુનનું ઇંદ્રપ્રતિ વચન છે અને અર્જુન ઇંદ્રનો પુત્ર છે માટે). પૂર્જન—(પૂર્-નગર) નગરના લોક. હાથી ઇ૦—જો હાથી હાથમાં ન આવે તો પછી સુરમાં (દેવમાં) શો સાર (તત્વ) છે? ઘાંટી-ઘાડી. અમારે ગોરી અટપટું છે માટે એક દિવસ પણ રહેવાય તો નહિજ. તમે ઇ૦—તમે પણ શું કરો? એ વાતમાં તો વિચાર જેવું જ

## સીમકોપવેણ.

હસ્તી એક મસ્તીવાળો, પકડી શકે ન વસ્તી,*
અમસ્તી અમરતણી, ખ્યાત તો વિખ્યાત છે!
ઇંદ્રપ્રસ્થ આવે એહ, અને છૂટી જાય કદી,
પલકમાં પકડી હું, લેઉં સત્ય વાત છે!!
પુરજન પીડાય ને, રાય સુખમાં વિરાજે,
ગમી નવ ગોષ્ટ મને, અહીં કાળી રાત છે!
એ જો કાર્ય સોંપો મને, હસ્તી મસ્તીવાળો ધરૂં,
વાર કંઇ કરૂં નવ, વેણ આ સાક્ષાત છે!! ૧૫૧

ધનદ કે' ધન્ય ધન્ય, આપ ન કરો તે ઓછું,
દેવ કરે કર્યું? જેનો, અદ્ધર મુકામ છે;
વિપળને પળ તણી, બંને બંધુ બોલો વાત,
અસત્ય ન એમાં રજ, નવે ખંડ નામ છે!!
સા'ય સુરેશ્વરા બનો, જાવ જઇ ઝાલો હસ્તી,
મરાવવો પ્રાચૂર્ણથી, નાગ ખોટું કામ છે;
ઇચ્છા મન તમારે તો, જાવ જઇ ઝાલી લાવો,
લેઇ જાવ ઇંદ્રપ્રસ્થ, દેવા ખુશી સ્વામ છે. ૧૫૨

---

* છે! વક્રોક્તિ. અર્થાત્ તમારે અમને હાથી આપવો પડે તે તમને વિષમ લાગે છે? સેવકને–મને (અર્જુનને).

૧૫૧ વસ્તી–(દેવલોકની). અમરતણી–દેવની. ખ્યાત (ખ્યાતિ) –કીર્તિ. વિખ્યાત–પ્રસિદ્ધ. ગોષ્ટ–વાત. કાળીરાત–અંધારૂં. અહીં તેટ અંધારૂં ઘણ દેખાય છે કે નગરના લોકો પીડાય છે તે છતાં રાજા સુખ ભોગવે છે! સાક્ષાત છે–અર્થાત્ પ્રતિજ્ઞા કરીને આ વચન કહું છું.

૧૫૨ ભીમાર્જુનના ગર્વવાળાં વચન સાંભળીને કુબેર તેમને વક્રોક્તિમાં કહે છે: ધનદ ઇ૦. ધનદ–કુબેર. અદ્ધર–અંતરિયાળ. અંતરિયાળ

## કરિવરકિરીટીસમર.

ભીમભડ કહે ભલે, દેવેશની ઇચ્છા પૂરૂં!
અધૂરૂં ન રાખો કંઇ, ઊઠિયા એવું કહી;
પાર્થપાણિ પકડીને, પુરપોળ ભણી પળ્યા,
વળ્યા વારણની વાટે, દૂરથી દીઠા સહી;
છૂટેલો ન જોયો તેહ, યુદ્ધકાજ સજ કર્યો,
ગજ ગુમાને ભર્યો છે, મર્દતો ગિરિ ગ્રહી;
કિરીટી કે, ભ્રાત મારા, આંવન માતંગ લાવે,
યુદ્ધ કરવાને કાજ, સાંતરા થાઓ સહી. ૧૫૩

ભીમભડ કહે પાર્થ, અમો એશું યુદ્ધ કરૂં,
ઊભો અહીં રહી તું જો, અરે એ વિકાળ શો!

---

રહેલા તે બાપડા શું કરી શકે! વિપળ ઇ૦–તમે બન્ને બંધુમાંથી એક જણ વિપળમાં હાથી પકડવાનું કહે છે અને બીજો પળમા પકડવાનું કહે છે, તેમાં જરાયે ખોટું નથી, તમારૂં નામ તો નવે ખંડમા પ્રસિદ્ધ છે!! મરાવવો ઇ૦–પ્રાધૂર્ણ (પરોણા) પાસે સાપ મરાવવો, એ કામ ખોટું તો છે, તથાપિ તમારા મનમા તેવી ઇચ્છાજ છે તો જાઓ. દેવા ઇ૦–તમને હાથી આપવાને સ્વામી (ઇંદ્ર મહારાજ) ખુશી છે!

૧૫ કરિવરકિરીટીસમર–હાથી અને અર્જુનનો સંગ્રામ. દેવેશની ઇ૦– વક્રોક્તિ) જો ઇંદ્રની ઇચ્છા એવીજ છે કે અમારે યુદ્ધ કરીનેજ હાથી લેઇ જવો, તો તેમ કરીશું! અધૂરૂં ઇ૦–કાંઇ બાકી રાખશો નહિ. અર્થાત્ તમે અહીં આવવાનું કહ્યું ત્યારે અમે અહીં આવ્યા, અને હવે હાથી સાથે યુદ્ધ કરાવોછો તો તેમ પણ કરીશું. પાર્થપાણિ–અર્જુનનો હાથ. છૂટેલો ઇ૦–પોતાની મેળે છૂટી ગયો હોય તેવો તેને દીઠો નહિ, પણ યુદ્ધ કરવાને બખતર વગેરે પહેરાવી તૈયાર કરેલો હતો! મર્દતો ઇ૦– પર્વતને ઉપાડીને પણ મરદી નાખતો હોય તેવો મસ્તીવાળો હતો. સાંતરા–સજ–તૈયાર.

શુંડાદંડ યમદંડ, તે પણ વળી છે સપ્ત,
અખંડ અનેરા કેવા, દેહ દર્શે કાળરો !
વિબુધોએ વેર વાર, લીધું કીધું કામ સારું !
શાંત થા હું ગદા મારું, ઝગી ઉઠ્યો ઝાળરો !
અર્જુન કે' અવળું એ, ધનુષ્યાત બેશી રહે,
યુદ્ધ કરે વડભાત, હું શું નાના બાળરો !! ૧૫૪
જુઓ તમે જેમ એમ, વારણને બાંધું ક્ષેમ,
અડગ ડગાવું આજ, સુર જાણે થરને;
એમ કરે વાત એવે, ઉપર કરિ તો આવે,
સાવધાન સવ્યસાચી, ધરે રૂપ ક્રૂરને;
ગાંડિવમાં બાણ ભરી, કરિવર રોકયો કને,
દંતુસલ મુસલ શા, વેધિયા અંકુરને;
અસંખ્યાત મૂકી બાણ, વારણને વીંટી લીધો,
પાર્થ પરાક્રમ જુઓ, ભરે ભરપૂરને ! ૧૫૫
હસ્ત્યારોહ ઉપર ત્યાં, નાખ્યાં બાણ હાણકારી,
વળી મૂકતો અપાર, કિરીટી કરામતી;
સરશવ જેટલું ન, શર વ્યાપવાથી અંગ,
સમર માંહે દેખાય, જો જો નરની ગતિ !

---

૧૫૪ અરે ઇ૦—અરે એ કેવો વિકરાળ છે ! શુંડાદંડ ઇ૦- તેની સુંઢ રૂપી દંડ યમદંડ જેવા છે અને તે પણ વળી સાત છે, અખંડ છે અને અનેરા ( જૂદા જૂદા ) છે ! વિબુધોએ ઇ૦—વિબુધોએ ( દેવોએ ) આપણા પર વેર તો વારૂ ( ઠીક ) લીધું, અને પોતાનું કામ તો સારૂં કર્યું. ઝગી ઇ૦—એમ કહેતામાં તે ઝાળરો ( અગ્નિની જ્વાળાની પેઠે ( ક્રોધથી ) ઝગી ઉઠયો ( પ્રકાશ્યો ).

૧૫૫ ક્ષેમ—કંઈ આંચ આવ્યા વગર સાવધાન—સાવધ થયેલો. સવ્યસાચી—અર્જુન દંતુસલ ઇ૦—તેના મુસળ સરખા દંતુસળના અંકુરને વેધ્યા. ભરે ઇ૦—ભરપૂર પરાક્રમને ભરે—અતિ પરાક્રમ કરેછે !

ગિરિરાજ પર વૃષ્ટિ, મેઘ કરે મંડી ઘણી,
ગણનાએ ગણે નહિ, માતંગ તેની મતિ;
હેવી પેલી કરે સૃષ્ટિ, મેલી મૂળવની કરે,
ધારો ગિરિ કાંઇ લેખે, વૃષ્ટિ થાય છો છતી, ૧૫૬

મુસલધાર મંડે જો, આંખ ઉઘાડ્યા વિનાનો,
ગિરિરાજ ગણે તોયે, મેઘકેરા મારને ?
નગને ઉખાડવાને, ઘન ધાર મારે ઘણી,
હલરો શોભિતો બને, ગણે વારધારને ?
એમ ત્યાં કિરીટીકેરી, અસ્ત્રવૃષ્ટિ થાય ફોક,
દપે નવ કરિરાજ, પામે પાર્થ પારને;
વર્મ છેદવાને માટ, પર્મ કર્મ કિરીટીએ—
કર્યાં વ્યર્થ ગયા તેહ, સાપડ્યો ન સારને ! ૧૫૭

નિષ્ફળતા પામ્યો પાર્થ, જોઇ હસ્તી હઠી કરી,
અગપર આવી અડ્યો, હસ્તારોહે પ્રેરિયો,

---

૧૫૬ હસ્તારોહ—મહાવત કરામતી—યુક્તિવાળો ( અર્જુન ) સરશાવ ઇ૦—અર્જુને મૂકેલા બાણને લીધે હાથીનું શરીર એક સરસવના દાણા જેટલું પણ સમરમાં ( સંગ્રામમાં ) દેખાતું નહોતું. નરની—અર્જુનની એમ છતાં અર્જુનના બાણ હાથીને લાગતા નહોતા, તે દૃષ્ટાંતથી કહી બતાવે છે ગિરિરાજ ઇ૦ હેવી ઇ૦—વરસાદની હેલી સૃષ્ટિને પેલી કરે છે, અને મૂળવની કરે છે (મૂળમાંથી ઉપાડી નાખે છે), પણ ધારો ગિરિ કાંઇ તે વૃષ્ટિને લેખે છે ? દૃષ્ટાંતાલંકાર.

૧૫૭ નગને—પર્વતને હલરો ઇ૦—તે હલરો શોભાતો થાય, પણ કંઇ વારિની ધારાને તે ગણે ? પામે ઇ૦—પણ તે પાર્થના બળના પારને પામે છે—અર્જુનનું બળ આટલું જ છે એમ જાણી જાય છે વર્મ—કવચ ( હાથીને ઓઢાડેલું ) પર્મ કર્મ—મોટું પરાક્રમ સાપડ્યો ઇ૦—અર્થાત્ તે કવચ અભેદ્ય હોવાથી કાંઇ વળ્યું નહિ—કવચ તૂટ્યું નહિ !

સખ્ત શુંડાદંડ મધ્યે, અખંડ પ્રચંડ પાર્થ,
ઝડપીને ઝાલી લીધો, હરયા જોઈ વેરીઓ;
દેવાંગના જુએ જેહ, દુઃખી ધરતી અતિશે,
હેવેશ આ કરે કશું, દિલગીર ગેરિયો;
અરે! ઉભો બાત એનો, સાંય નવ કરે રજ,
ઓરમાઈ હશે નહી, મોતે એને ઘેરિયો!! ૧૫૮
સપડાયો સિંહ પણ, દાવ આવ્યે ચૂકે કેમ?
માતંગે ત્યાં શુંડે લઈ, શિર પર ફેરિયો;
ઉચો થતાં વાર કાઢી, અસિ હણ્યો હસ્ત્યારોહ,
પડ્યો પૃથ્વી પર તેહ, હેવા મધ્ય હેરિયો;
અસિવડે ઘાત કર્યો, શુંડાદંડ મધ્ય અતિ;
શિથિલ થતાંમાં સરી, શિરે ચઢ્યો શેરિયો;
માં'વત પડ્યો જે પૃથ્વી, કરિએ જાણ્યો કિરીટી,
પોરો પખી મોરો કર્યો, ધનંજયે ટેરિયો!! ૧૫૯
દંતુસલ મુસલથી, હદે મદે ચીરી નાખ્યું,
મૂઓ નવ તે તથાપિ, અમૃત ઉમેરિયો!

---

૧૫૮ નિષ્ફળતા ઇ૦—અર્જુન નિષ્ફળ થયો તે જોઇને. મેરિયો—દાઢ્યો. વેરીઓ—દેવો. દુઃખ ધરતી—(આવા સુંદર તથા પરાક્રમી વીરને હાથી મારી નાખશે એમ ધારીને) મેરીઓ—ઝીઓ. મોતે ઇ૦—એને પણ મોતેજ ઘેર્યો છે! (કેમકે હાથી અર્જુનના માર્યા પછી કાંઇ એને છોડવાનો નથી!)

૧૫૯ ઉંચા ઇ૦—હાથી જેવો એને સુંઢમાં ઘાલીને ઉંચો કર્યો કે તરતજ અસિ (તરવાર) કાઢીને હસ્ત્યારોહ (માહાવત)ને હણ્યો. હેરિયો—જોયો. ઘાત—પ્રહાર શિથિલ ઇ૦—તરવારના પ્રહાર થવાથી શુંઢ શિથિલ થઇ કે તરત અર્જુન શુંડની આંટીમાંથી સરીને હાથીને શિરે ચઢી ગયો અને પછી શેરિયો (શેર—વાઘ જેવો પરાક્રમી) થયો. પોરો પખી—વખત (લાગ) જોઇને મોરો કર્યો—દંતુસલવડે પ્રહાર કર્યો ટેરિયો—

જુઓ જીવે ઘણી વાર, શૂળે બોકી રાખિયે જો,
તેમ દંતુસળે સતાં, જીવતાં એ ઝેરિયો !
મુદ્દગરની મૂઠ મારી, પાડયો નીચે તેને પાર્થે,
કરિવરે ઓળખ્યો તે, આ તો મારો મેરિયો !
શું અરિ ચઢયો છે શિર ! મન કર્યું મારવાને,
ગયો અર્થ મારવાને, અંગનો અધેરિયો. ૧૬૦
કૃત્ય જોઇ પારથનું, સારથક શત્રુ કહે,
બ્રહ્મસદનથી થઇ, પુષ્પવૃષ્ટિ તે પળે;
અપ્સરા ત્યાં રીઝી ઘણી, વરયો ઉરવશી ઉર,
શંકુ સમ અંકુશથી, કરિ વધતો વળે;
કિરીટિની આગે તદા, કરિનું ન ચાલે કાંઇ,
ભયોભય મારે બાલા, બાળા મોહતી બળે;
રક્ષાયાં ન કવચથી, જેહ અંગ શુભ ઘણાં,
વેર આણી વીંધે પાર્થ, પાકારિ પરજળે. ૧૬૧

---

ઉશ્કાર્યો (હાથીને). અર્જુને હાથીને ઉશ્કાર્યો તેથી તેણે માહાવતને અર્જુન જાણીને તેનાપર મોરો કર્યો.

૧૬૦ મદે-મદવડે. મૂઓ ઇ૦-એમ છતાં પણ અમૃત ઉમેરિયો (અમૃતથી ઉમેરાયલો-અમૃતપાન કરેલું એવો) તે (મહાવત) મૂઓ નહિ ! ત્યારે તેની શી ગતિ થઇ તે કહે છે: જેમ જુઆને (એ નામના જીવડાને) શૂળ ઉપર બોકી રાખિયે તોપણ તે ઘણી વાર જીવે છે તેમ એ ઝેરિયો (અર્જુનાદિ પર ઝેર રાખનાર માહાવત) દંતુસળ ઉપર છતાં પણ જીવતો હતો ! પાર્થ-પાર્થે. મેરિયો-મેર-શિરોમણિ ! અર્થાત્ મારો મહાવત છે એમ હાથીએ તેને ઓળખ્યો ! શું ઇ૦-હાથીએ જાણ્યું કે શું શું ત્યારે અરિ (અર્જુન) મારા માથા ઉપર ચઢયો છે ? અંગનો ઇ૦-અધેર અંગવાળો-દૈવાકૂટો. (કેમકે માથા ઉપર બેઠેલાને હાથી પકડી શકતો નથી).

૧૬૧ બ્રહ્મસદનથી-બ્રહ્મલોકથી. રીઝી-(વીર અર્જુન હાથીના

દેવેશ દેવને કહે, શું જાઓ છો હણ્યા એને,
કરિતણી કીકિયારી, સુણી હદે આ બધે;
સુર લેઇ શસ્ત્ર હાથ, મારવાને મંડયા જેવે,
ભીમભટે ભાખ્યું આમ, અન્યાય શું ના કળે ! !
માન્યું નવ વેણ જ્યારે, ગદા કર સાહી ત્યારે,
યુદ્ધમાં અડગ ઉભો, વારતાં જે ના વળે;
ગદા ઘાતપાત કર્યા, સુરેંદ્ર સમા સાક્ષાત,
સો મર્ણિયા માર્યો એકે, તીખા તાનથી ટળે ! ! ૧૬૨

ત્રાહિ ત્રાહિ કરે સુર, લાયક નાયક અતિ,
સાયક ન સાંધ કરે,' એક માનવથકી !
રૂદ્રના ઉપાસકને, રાજ્યમાં ન પો'ચ્યા કોઇ,
જોઇ વજ્રી દોડી આવ્યો, કેમ ના રે' કો ટકી ?

---

પાશમાંથી મુક્ત થયો માટે ). ઉરવશી ઇ૦-ઉર્વશીના મનમાં તે પસંદ પડયો. કરિ ઇ૦-તે કરિને વળે ( કાન વગેરેના વળામાં ) વેધતો. બાળા ઇ૦-સ્વર્ગની સ્ત્રીઓ તેના બળથી મોહ પામતી હતી. રક્ષાયાં ઇ૦-હાથીનાં જે અંગ ઘણું ગુપ્ત રાખવાં જેવા છતાં કવચથી રક્ષાયાં ( અર્થાત્ ઢંકાયાં ) ન હતાં, તેને પાર્થ વેર આણીને ( ક્રોધથી ) વીંધતો હતો, અને તે જોઇને પાકારિ ( ઇંદ્ર ) મનમાં પરજળે ( બળે )-બળતો હતો.

૧૬૨ આમ-દેવોના તરફ અન્યાય ઇ૦-ભીમ બોલ્યો કે એક વીરની સાથે તમે ઘણા મળીને યુદ્ધ કરવા આવો છો એ અન્યાય થાય છે એ પણ શું તમને સમજાતું નથી ! ! વારતાં ઇ૦-જેને અટકાવતાં પાછો વળે નહિ એવો ( ભીમ ). ગદાઘાત ઇ૦-ગદાના પ્રહારથી સાક્ષાત્ સુરેંદ્ર સમા દેવોને પાત કર્યા-પડયા. એવી રીતે સો મરણીઆને ( અનેક દેવોને ) એકે ( એકલા ભીમે ) માર્યા ! એવા હેતુથી કે જેથી તીખા ( દેવો ) તેમના તાનથી ( યુદ્ધ કરવાના ઉત્સાહથી ) ટળે ! ! "એક મરણિયો સોને ભારે" એજ કહેવતને ઉલટી વર્ણીને તેનો અનુવાદ કર્યો છે માટે લોકોક્તિ.

ધરી ઇંદ્ર આવતો ને, કિરીટીએ પ્રેર્યો હરિ,
તે નવ સન્મુખ થાય, ઝાઝેરો બની જરી;
એવે દંત દાબી અને, અધર ચાટી અતિશે,
ગદાઘાત વાસવને, ભીમે કરિયો નરી. ૧૬૩

શીર્ષ મધ્ય ગદા વાગી, સુહાગી સુરેંદ્ર ડગ્યો,
પડ્યું હાથ થકી વજ્ર, ઝડપી લીધું ભીમે;
અરિહર વજ્ર નવ, જાય તેમ કર્યું ધર્યું,
ચાલ્યું નવ કોઇતણું, ભીમ યુદ્ધના નીમે;
અર્જુન મારે છે અસ્ત્ર, કરિપર બેઠો બેઠો,
કોપી ઉઠી દેવકાય, શુદ્ધિ આવે ના સીમે;
એમ બન્ને ભ્રાત મળી, સમરમાં શૂર બની,
અંબરમાં આગેવાન, થાય છે ધીમે ધીમે! ૧૬૪

વાસવ પડ્યો જે ભૂમિ, શુદ્ધિ આવી નવ તેને,
સેવકો ઉપાડી ગયા, સુરેંદ્રને સભામાં;

૧૬૩ ત્રાદિ ઇ૦—કવિ કહે છે કે, ભીમ નાયક અતિ લાયક છે; કેમકે તેને કોઇ સહાયક (મદદગાર) સહાય કરતો નથી, તેમ છતાં એક માનવપડી સુર (દેવ) ત્રાદિ ત્રાદિ કરે છે! કેમ ભીમને કોઇ પોહોંચ્યા નહિ તેનું કારણ કહે છે: રુદ્રના ઉપાસક ઇ૦ ભીમ શિવનો ભક્ત હતો. તેથી કોઇ દેવ તેને ચારયમાં (યુદ્ધમાં) પહોંચી શક્યા નહિ. 'રુદ્રઉપાસક' એ હેતુ ગર્ભિત વિશેષ્ય છે માટે 'પરિકરાંકુર અલંકાર. વજ્રૂ—વજ્ર ધારણ કરનારો (ઇંદ્ર). જરી—હઠીલો. (પોતાના ધણી ઇંદ્રને ઓળખીને).

૧૬૪ ભીમ ઇ૦-ભીમના યુદ્ધ કરવાના નિયમને લીધે. અર્થાત્ જે વજ્ર પાછું લેવા આવે તેને પણ ભીમ ગદા મારે, એવો દોવાથી. શુદ્ધિ ઇ૦—મૂર્છિત થયેલા દેવોને સીમે (સાવધ થવાનો અવધિ થતાં છતાં પણ) શુદ્ધિ આવતી નથી! અર્થાત્ મરણતુલ્ય મૂર્છા થઇ હતી. આગેવાન થાય છે—અર્થાત્ જય મેળવે છે!

જે જે પડયા તે તે ગયા, નવ આવી ઉભા રહ્યા,
સાવધ સેનાની હવા, યુદ્ધતણી પ્રભામાં;
સવિતાશુ લઇ પાર્થ, છિદ્ર જોયું સેનાનીએ,
તાકી તીર માર્યું વાગ્યું, અર્જુનના ખભામાં;
ઉથલી હેઠો પડયો તે, કટ લઇ કરિથકી,
વખાણાયો સેનાપતિ, વિબુધના વભામાં. ૧૬૫

ઐરાવતે પડયો લહ્યો, દુઃખનો દેનાર અરિ,
મેરો કરવાને ધાયો, બીમે લહી તે ઘડી;
હડી કાઢી અણી લહી, પુચ્છ નાગતણું સાંધું,
એંચિયો અપાર જોરે, વાર કરી ના વડી !
એક કોશ પર્યંત તે, લેઇ ગયો હસ્તી ખેંચી,
મરાયા પીલાયા સુર, પીડ ભારે તો પડી;
અદ્ભુત પ્રાક્રમ જોઇ, દિગ થઇ ગયા સર્વ,
કોઇથી ન કશું થયું, અર્જુન આવ્યો તડી!! ૧૬૬

## ઐરાવતભીમયુદ્ધ.

ઉઠી આવ્યો પાર્થ જોઇ, ભીમભડ ભાખ્યો એમ,
કરિ દીન કરી નાખું, યુદ્ધ કરય સુરથી;
પેંતરો જમાવી પૂરો, પાર્થે પારવનાં અસ્ત્ર,
રથી મા'રથીને, માર્યાં, કર° લહી ક્રૂરથી;
નાશી ગયા ત્રાશી ગયા, ત્રિદશો ત્યાંથી તમામ,
પ્રાક્રમ ન ચાલ્યું કાંઇ, શાંત થયા શૂરથી;

૧૬૫ સાવધ ઇ૦-ઇંદ્ર મહારાજ મૂર્છિત થઇને ગયા એટલે દેવના સેનાપતિ સેનાની યુદ્ધ કરવાની પ્રભા( કાંતિ-ઉત્સાહ )માં સાવધ થયા ! સવિતાશુ-સૂર્યસાથે. વિબુધના-દેવોના. વભામાં-મોટાઇમાં. ૧૬૬ મેરો કરવાને-દંતુશળ મારવાને. પ્રાક્રમ-પરાક્રમ.

સર્વ સભા મધ્ય નાઠા, ઈંદ્ર કને બેઠા જઈ,
કિરીટી કુંવર ઘર, નામ પાળે નૂરથી. ૧૬૭
કોઈનું હૈ ચાલે નહિ, ઊભું ત્યાં રે'વાય નહિ,
અશ્ર તો મે'વાય નહિ, ભીમ વઢે હસ્તીથી;
સુણી વાત શક્ર કંપ્યો, વજ્ર હરી લીધું મારૂં,
હસ્તીકેરા લેશે પ્રાણ, ડરે શક્ર વસ્તીથી, ! !
વેણ સુણી સર્વ સુર, નીચુ જોઈ રહ્યા નકી,
કંપે કાય સાગરથી, દર્શન અગસ્તીથી;
પછે ઊડી ઉંચે સ્થાન, જોવા ચડ્યા ઝનોઝમ,
રાઢય ત્યા રચાતી જોતા, હસ્તી સાથ રસ્તીથી ૧૬૮
ભીમભડે પુચ્છ સાંયુ, બીજે કર ધારી ગદા,
નિતબમાં મારી વેગે, હસ્તી ત્યાં હડભડ્યો;
આર્તસ્વરે ચીસ નાખી, એવે મારી ઉદરમાં,
પડી ગયો હસ્તી પટ, ભનેરો ભડભડ્યો;

---

૧૬૭ ભાખ્યો-(અર્જુન પ્રતિ) બોલ્યો કરિ ઇ૦-કરિ (હાથી)ને હું દીન કરી નાખુ છું, શું દેવોની સાથે યુદ્ધ કર કર્મ ઇ૦-તેમના ક્રૂર કર્મથી તેમને લહી (જોઈને). ત્રિદશો-દેવો ચાલ થયા ઇ૦-તે શરથી ચાલ થયા (હાર્યા) અથવા પોતાના શરાતનથી શાંત થયા (વિરામ પામ્યા) કિરીટી ઇ૦-ઈંદ્ર પાસે જઈને બોલ્યા કે તમારો કુંવર કિરીટી (અર્જુન) ઘર છે અને તે નૂરથી (પોતાના તેજથી) નામ પાળે (નામ રાખે) એવો છે

૧૬૮ પ્રાણ લેશે-(વજ્રનો પ્રહાર કરીને) જીવ લેશે. ડરે ઇ૦-શક્ર (ઇંદ્ર) વસ્તીથી ડરે છે-(વજ્ર ખોયું અને મનુષ્યથી હાર્યો માટે બધા નગરમાં મારૂં અપમાન થશે એવા ભયથી) કંપે ઇ૦-જેમ અગસ્તી (અગસ્ત્ય) મુનિના દર્શનથી સમુદ્રની કાય કંપે (અગસ્ત્ય સમુદ્રનું પાન કરી ગયા હતા તેથી) તેમ ભીમ તથા અર્જુનનું પરાક્રમ જોઈને દેવની કાયા પણ કંપવા લાગી. રસ્તીથી (રસ્તે રસ્તે)-ધીમે ધીમે (?)

વળી મસ્તક ને પાદ, વિચ્ચે ગદા મારી ઘણી,
દંત દાબી હણે હાથી, તર્ત તે તડભડ્યો;
ઊભો કરે પુચ્છ સાહી, ગોવર્દ્ધન કૃષ્ણ તોળે,
તેમ તોળે ને પછાડે, ચાનકે ચડભડ્યો. ૧૬૯

સારી પેઠ શિથિલ તે, થયો જોધ ગયો આગે,
દંતુસળ મુસળ શા, સાહી ઊભો સાંતરો;
લાગ મળ્યો જોધ હસ્તી, મસ્તી ચઢાવીને ઉઠ્યો,
રૂઠ્યો ભીમભડ પર, તાવ શું એકાંતરો ! !
સપ્ત શુંડ બીચ સા'યો, ઉંચકીને કર્યો ઉંચો,
ચૂક્યો નવ દાવ તે તો, વિશાળ ત્યાં દાંતરો !
હિમગિરિ રાજે જાણે, સપ્ત કર કાઢી બા'ર,
કર્પૂરનું દ્રુમ ધાર્યું, નહિ એમાં આંતરો. ૧૭૦

અતિ રીઝી સુર જોતા, વાહ વાહ મુખ કે'તા,
ઐરાવત ધન્ય ધન્ય, માનવને મારિયો !

---

૧૬૯ આર્તસ્વરે–દુઃખત અવાજે. ગોવર્દ્ધન ઇ૦–જેમ કૃષ્ણ ગોવર્દ્ધન પર્વતને તોળે તેમ. ચાનકે (કાળજી રાખીને–સાવધ રહીને). હાથી સાથે ચડભડ્યો (લડ્યો).

૧૭૦ સાંતરો–તૈયાર થઇને તાવ ઇ૦–એકાંતરિયો તાવ પણ એક દિવસ શાંત થઇ જઇને બીજે દિવસે પાછો પૂરા વેગથી આવે છે, તેમ હાથી પણ વચમાં થોડી વાર શાંત થઇ જઇને પાછો પહેલાંના જેવો મસ્ત થઇને ઊઠ્યો વિશાળ દાંતરો–મોટા દાંતવાળો (હાથી). કપૂર ધોળું હોવાથી કપૂરના ઝાડને પણ ધોળું માની કવિ ઉપમા આપે છે: હિમગિરિ ઇ૦– જાણે હિમગિરિ (હિમાચળ પર્વત) પોતાનાં સાત શિખર રૂપી સાત હાથ બહાર કાઢીને તે વડે કપૂરનું દ્રુમ (વૃક્ષ) ધારણ કરીને શોભતો હોય નહિ ! આંતરો–ફેર–તફાવત.

તેં તો સ્વર્ગ શોભાવિયું, નામ નૂર રાખિયું તેં,
સુરત્વ તો દાખિયું તે, દાવે આણી ડારિયો !!"
અર્જુને ત્યાં અસ્ત્ર લીધું, ના ના ભીમભડે કીધું,
સહાય કરનાર મારૂં, વેગે એમ વારિયો;
કંપતો હસ્તી અતિશે, છૂટશે તો લેશે પ્રાણ,
શુંડાદંડ બીચ દાબી, ઘણી ઘડી ધારિયો. ૧૭૧

ભીમ અસિ કાઢી કટ, છેદવાને શુંડ લાગ્યો,
કરિએ ઉછાળી કૂંડ્યો, ત્રણ કોશ જૈ પડ્યો;
પછે નાઠો પાછો તેહ, આવશે એવું વિચારી,
પેશી જાઉં પોળ મધ્ય, દરવાજે તે ચડ્યો;
એવે ભીમભડ દોડી, આવિયો અતિશે વેગ,
દ્વાર જતો હસ્તી સાંધ્યો, સામો થઇ તે તડ્યો;
કર્યો મોરો ભીમ ભાળી, ખરી ગયો ત્યાંથકી તે,
પૃથ્વીમાં પેસાડ્યા દાંત, અંતર એવો અડ્યો: ! ૧૭૨

નીચો નમ્યો જોઇ ભીમે, કુંભસ્થળ મધ્ય ગદા,
મારી તદા તર્ફડ્યો તે, પડ્યો ચીસ પાડીને;
નાકેશે નિઃશ્વાસ નાખ્યો, ભીમે ગદા મારી બીજી,
ત્રીજી ચોથી પાંચમી એમ, તંત જોયો તાડીને,

૧૭૧ ડારિયો-(શત્રુને-ભીમને)ડરાવ્યો. ના ના ક૦-ભીમભડે (ભટે-વીરે) ના, ના, એમ કીધું (કહ્યું). અને વળી કહ્યું કે મને સહાય કરવા આવનારને પણ હું મારૂં. ઘણી ઘડી-ઘણીક ઘડી સુધી-બહુ વાર લગી. ધારિયો-પકડી રાખ્યો.

૧૭૨ તેહ-(હાથી) આવશે-(ભીમ). પોળ મધ્ય-નગરની પોળમાં (રક્ષણ થવા માટે). અંતર ક૦-એમ છેટું પડી ગયું !

મૂર્છિત માતંગ સહ્યો, વિચારતો વાર વાર,
જોયો પછે નથી ભારે-હળવો ઉપાડીને;
ચંદનતરૂએ જાણે, હિમગિરિ ઉચર્યો છે,
ઉપમા એવી અપાય, કારિકાથી કાઢીને. ૧૭૩
કામ કંદુક ઉછાળે, પુંડરીકકેરો કરે,
તેમ ફેરો ઉછાળેછે, બાબભટ ગજ આ;
ઉછાળે ને ઝીલે પાછો, ક્રીડા એમ કરે અતિ,
રોકાય ન કોઇવતી, થઇ સાચો સજ આ;
નજર ચૂકે ઝીલતાં, તો કંદુક પડે હેઠો,
તેમ પડે હરિ ધરે, ડરે નહિ રજ આ,
માતંગ ઉછાળતાં તે, ઉલટી કૈવત કરે,
જોરે એક તસુ અને, ફાડી નાખે ગજ આ! ૧૭૪

૧૭૩ નીચો નમ્યો-( ભીમને હનુમાન મારવાને ) નાકેશ-સ્વર્ગના ધણી ઇંદ્ર. નિશ્વાસ નાખ્યો -ભીમ હાથીને મારે છે અને આપણે બચાવી શકતા નથી એમ નિરાશા ઉપજવાથી ) તત ૪૦-અર્થાત્ હાથીની કેટલી સત્તા છે તેની ખાત્રી કરી જોઇ ભીમે ઉંચકેલા હાથાને ઉપમાથી વર્ણે છેઃ ચદન ૬૦-જાણે ચંદનતરૂ ( ચદન શ્વેત હાય છે માટે ચંદનતરૂને પણ શ્વેત માનીને ગૌર વર્ણના ભીમને ચંદનતરૂની ઉપમા આપી છે ) હિમગિરિને ઉચર્યો છે કોઇ શકા કરે કે ઉપમા અલંકાર તમે ક્યાંથી કાઢી આપ્યો ? તેના સમાધાન માટે કહે છેઃ કારિકાથી ૬૦-કુવલયાનંદકારિકા ગ્રંથમાંથી કાઢીને એ અલંકાર અપાય. કુવલયાનંદકારિકામાં લખ્યું છે કે, " उपमा यत्र सादृश्यलक्ष्मीरुल्लसति द्वयो "-જ્યાં ઉપમેય અને ઉપમાન બન્નેના સરખાપણાની શોભા ચમત્કાર ઉપજાવે એવી રીતે વર્ણવેલ હોય તેને ઉપમા અલંકાર જાણવો. " અહીં ચંદનતરૂ અને ભીમની તથા હિમગિરિ અને ધોળા હાથી ઐરાવતની સરખાપણાની શોભા વર્ણવી છે માટે ઉપમાલંકાર છે

૧૭૪ બીજી ઉપમા આપે છે કામ ૬૦-જેમ કામદેવ કરે (હાથમાં) પુંડરીક ( ધોળા કમળ )નો કંદુક (દડો) ઉછાળતો હોય તેમ ભીમસાડ

દેવેશના દુઃખતણો, કેવાય ન આરો હું'થી,
પારોપાર પેઠા તીર, ન કો ઉકાડનાર છે !
વાહન જે ઉત્તમ તે, કષ્ટાય છે આમ અતિ,
વજવની ગતિ થઇ, કોણ તારનાર છે ! !
આંખ્ય બંધ કરી અને, ઘણેરો નિશ્વાસ નાખ્યો,
શે ન ઐરાવત આપ્યો ! ગર્વ મારનાર છે ! !
શિથિલ થયો તે કરિ, સારી પેઠ જાણ્યું જ્યારે,
ગદાકેરો ભાર મૂક્યો, કો ઉકાડનાર છે ? ૧૭૫

## ભીમકૃતકરિબંધન.

હાથી પર ગદા મૂકી, બાથી ભીમ નાચતો ત્યાં,
સાથી સુરકંપે કાય, અડભંગ અંગ છે ! !
પાડવ કરી તાડવ, પર્મ કરિવર્ગ પાસે,
ગયો ને વિચાર થયો, આ અભંગ ભંગ છે,

---

આ ગજને ઉછાળે છે તે દેરો (જુઓ). ભીમનો વર્ણ ગોર હોવાથી તેને કામદેવની ઉપમા આપી છે તથા હાથી ગૌર હોવાથી પુંડરીકની ઉપમા આપી છે. કીડા—રમત. રાજ—તૈયાર થયેલો તેમ ઇ૦—તેમ કરિ (હાથી) જો હેઠો પડે તો પાછો તેને ધરે (હાથમા પકડે), પણ આ (ભીમ) રજ ડરે નહિ ઉલટી કેંવન—કહેવત એવી છે કે "ગજ ધરે પણ તસુ ફાડે નહિ" કહેવતનો અર્થ એવો છે કે ઘણું કહે-બતાવે પણ કાંઈ કાંઈ કરે નહિ. અહીં કહેવત ઉલટી થઇ, એવી કે, 'એક તસુ ભરે અને ગજ ફાડી નાખે—હાથીને જાણે રમાડતો હોય તેમ કે થોડું દુખ દેતો હોય તેમ દેખાડે અને તેને દુખ ઘણું દે લોકોક્તિ

૧૭૫ પીર—દુખરૂપી વજવની ઇ૦—મારી ગતિ વજ વિનાની થઇ છે ! મારૂં મુખ્ય હથિયાર જે વજ તે ભીમને હાથ ગયું છે ! ઇંદ્ર પશ્ચાત્તાપ કરે છે શે ઇ૦ અહીં ઐરાવત ન આપવા રૂપ વિશેષ અર્થ સાથે "ગર્વ મારનાર છે" એવા સામાન્ય અર્થનું કથન કર્યું છે માટે અર્થાંતરન્યાસ અલંકાર.

સોનાકેરી સાંકળથી, બખ્તર જે ખૂબ બાંધ્યું,
તોડી નાખી તર્ત તેહ, આ ઉમંગ જંગ છે;
સાથળ કરિના પછે, સાંકળથી બાંધી લીધા,
ભીમભડ અંગો અંગ, નવ રંગ રંગ છે ! ! ૧૭૬

જુએ અરજુન ઉભો, દેવ દિલ દયા ધારે,
અને તે વિચારે, મન સામું થવાને !
એવે ત્યાં ભીષણ ભીમ, નર નીમ ત્યાગી કરી,
સીમ શુદ્ધ આઘી કરી, લાગ્યો કને જવાને;
અરે કરશે કશું એ, સુરનર દેવ શોચે !
વિસ્મયનો ઉદય ત્યાં, પ્રગટયો પજવાને;
બળ કરી બાધ્યો જેહ, તપાશીને જોયો તેહ,
ધાયો ધીર ધારણથી, વિસ્મે ઉપજાવાને. ૧૭૭

---

૧૭૬ સાથી ઇ૦–સુરના સાથીઓની કાયા કંપેછે. (અને કહેછે કે) ભીમ અડબંગ ( ઉદ્ધત ) અને બંગ (નાગો મર્યાદા વિનાનો) છે ! ! પંડવ–ભીમ. કરી તાંડવ–ઉદ્ધત રીતે ઠેકડા મારીને પર્મ ઇ૦–પરમ એવા કરિવર્મ ( હાથીના કવચ ) પાસે ગયો. શો વિચાર થયો તે કહે છેઃ આ ઇ૦–આ ( કવચ ) તો અભંગ ( ન તૂટે એવું ) છે. પણ આ ( સોનાની સાંકળ વગેરે બંધનો ) ભંગ ( તૂટે એવા ) છે આ ઇ૦ આ ( સોનાની સાંકળ તોડવા રૂપ ) ઉમંગ, તે જંગ ( યુદ્ધ)નો ઉમંગ છે ( અન્યથા સાંકળ તોડવી બને નહિ ). ભીમ ઇ૦–ભીમભટને અંગોઅંગ નવરંગ ( વિજય રૂપી નવીન રંગ ) નો રંગ ( આનંદ ) છે !

૧૭૭ અને ઇ૦–અને તે દેવ ભીમના સામે થવાને વિચારેછે ખરા, પણ વળી બીહીને મનને વારે છે ! નરનીમ ઇ૦–મનુષ્ય તો આટલું જ કરી શકે, એવા નરના સંબંધી ઇશ્વરકૃત નિયમને ત્યાગીને તથા સીમ ( મર્યાદાને ) શુદ્ધ ( ખાસી રીતે ) આઘી કરીને ( અર્થાત્ કેવળ અદ્ભુત

## ભીપણુસીમકૃત–

### કરિસ્કંધપ્રકરણ.

કચ્છ સ્વચ્છ અંગ કરી, ગજરજ પછે કાઢી,
અજબ ગજબ ધાર્યું, કરવાનું કામ છે,
વામરકંધ ગદા ધારી, દક્ષિણનો ગજ ભારી,
મૂકી પાયે સાથ વધો, ક્યહાં ઇંદ્ર ઠામ છે?
ભણી તેને ચાલો પછે, જઇએ જનની પાસ,
જીવતો છે આ જરૂર, અબ્ધિરત્ન નામ છે;
મોંમાં મારી હેશે માથ, ચોર કર્મ કર્યું નથી,
પૂછી ચાલો જૈએ ઘેર, જો એ કેવું ગામ છે. ૧૭૮

વાતો એમ કરતા તે. સુરેંદ્રસભામાં આવ્યા,
જોનારાના વિસ્મયનો, પારમાર કૈં નથી;
દાનવ અનેક દીઠા, માનવથી માન મૂકે,
સાન વની વાત આ તો, ખરેખરો મા'રથી !!
સભા ભરી બેઠા શક્ર, વક્ર જોતા વૃકોદર,
પૂર્વસ્થાન બેઠી નમ્યો, મથતો ન કૈં મથી;

---

કને કરવાને ) હાથીની કને જવા લાગ્યો। સુરનર દેવ-દેવોમાં નર ૨૫ દેવ- પળવાને-( દેવનાં હૃદય ) બાળવાને. ધીર-( હીમ. )

૧૭૮ ભીષણ ઈ૦—અથાનક ભીમે કરેલું હાથીના ખભાનું મર્દન. ગજરજ—હાથી ઉપર ચોટેલી ધૂળ. જીવતો છે તેનું કારણ કહે છે: અબ્ધિ ઈ૦—સમુદ્રમાંથી નીકળેલું રત્ન, એવું એનું નામ છે, અને તે રત્ન દેવોએ મર્દન કરેલું હોવાથી અમૃતપાનના યોગે એ મરે એવો નથી માટે એ જરૂર જીવતો છે. હો, તો ! આ ગામ કેવું છે '-અર્થાત્ તેઓ હાથી ઉ-ચકીને બાગ વચ્ચે થઇને સોના દેખવા ચાલ્યા એ ભાવાર્થ.

કિરીટીકુંવર જોઇ, શક્ર ઊઠી ઊભો થયો,
આલિંગન દીધું અતિ, મનસા કહી કથી. ૧૭૯
ઝૂડ ગજ ધારી તાર્ક્ષ્ય, ભ્રાત વડો બાપ! તારો,
શાંત કરય શાંત કરય, મનસા પૂરી થશે!
દધિચિએ અસ્થિ અર્પી, વજ્રકેરૂં દાન દીધું,
ઉભય દે દાનેશ્વરી, સંકટ તારૂં જશે!!
સીધણુ એ ભીમભડ, માનવ દયાળુ ભલ્યા,
છોડય છોડય હસ્તી છોડય, વિસ્મય હદે વસે!
કરવાનું કર્યું સર્વે, ગર્વ ગળ્યો સુરકેરો.
ફેરો આ સફળ થયો, આનંદ પામે કશી!! ૧૮૦

---

૧૭૯ પારસાર–પાર કાઢવાનું તત્વ. અર્થાત્ જોનારાના વિસ્મયનો પાર કાઢવા બેશિયે તો તેમાથી કાંઈ તત્વ નીકળે નહિ–પાર આવેજ નહિ. વિસ્મય વર્ણું છઃ દાનવ ઈ૦–અમે દાનવ તો અનેક દીઠા છ, (અર્થાત્ તેમનાથી દેર હાર્યો નથી), પણ તે દેવો માનવથી માન મૂકે આ વાત તો સાન વની (સમાજ્યામાં ન આવે એવી) છ। 'વક–વાકું. વૃકોદર–ભીમ. પૂર્વસ્થાન–પ્રથમ આવ્યો ત્યારે જ્યા બેઠો હતો ત્યાં. મથતો ઇ૦–કોઈ કહેશે કે તેને ખભે હાથીનો ભાર હોવાથી તે મથી મથીને બેસતો હશે, તો તેમ તે મથીને (મહેનત કરીને) બેસવા માટે મથતો (યત્ન કરતો) નહોતો. ઉઠી ઉભો થયો–તેમને માન આપવાને. મનસા–પોતાનો (દેવટનો) વિચાર

૧૮૦ હે બાપ! (દીકરા!) ઝૂડ અને ગજ બન્નેને બે પાંખોમાં લઇને ઉડી જનાર તાર્ક્ષ્ય (ગરૂડ)નો જેવો તારો વડો ભ્રાત (ભીમ) છે. "કશ્યપમુનિને ઘેર ગરૂડનો જન્મ થયો ત્યારે ગરૂડે પિતાને કહ્યું કે, હે પિતા! હું શું ખાઉ? કશ્યપ મુનિએ પાસેના સરોવરમા લાખ્યો વરસથી યુદ્ધ કરતા ઝૂડ તથા હાથીને બતાવીને કહ્યું કે, આ બે પ્રાણીનું તું ભક્ષણ કર. તે ઉપરથી તે બન્નેને પોતાની બે પાંખોમા લઈને તે ઉડી ગયો" એવી કથા મહાભારતના આદિપર્વમા છ, તે વાતનું સ્મરણ આણી ઇદ્રે ભીમને આ ઉપમા આપી હતી. દધિચિએ ઇ૦–વૃત્રાસુરને મારવા માટે વજ્ર

નારદ શારદ આવી, મનાવવા ભીમ મંડયા,
વાસવ પ્રસન્ન કરય, ધન્ય પાંડુસુત તું;
કેસરીએ કેર કર્યો, એક સ્કંધે હિમ ધર્યો,
હેમકૂટ બીજે વર્યો, ધન્ય પાંડુસુત તું;
બૃહસ્પતિ વદે ભાઇ, આનંદી નંદી સ્વરૂપી,
ઉપમા હું આવી અર્પું, ધન્ય પાંડુસુત તું;
ભૈરવ ને ઉમાધવ, નરરૂપ ધારી રહ્યા,
સાર્થક તેં દેહ કર્યો, ધન્ય પાંડુસુત તું! ૧૮૧

એવે પિતા પાંડવના, ત્યાં પાંડુ નૃપાળ આવ્યા,
શકે ઓળખાવ્યા ઝટ, બાપ આવે આપના;
પિતૃલોકથી પધાર્યા, સ્વર્ગે સુત આવ્યા જાણી,
લભ્યા આ અલભ્ય તમે, મોટા બન્યા માપના!!
પેખી પિતાશ્રીને પાસ, નમન નેહેથી કર્યું,
આલિંગન અર્જુનને, દેઇ તૂટયા તાપના;

---

જણાવવાને હાડકું જોઇતું હતું, તે ઇંદ્રે તપ કરતા દધિચિમુનિ પાસે માગ્યું. દધિચિએ પોતાના વાંસામાંથી તે કાઢી લેવાનું કહ્યું, તે પ્રમાણે ઇંદ્રે કર્યું હતું. એ પ્રસિદ્ધ વાતનુ ઉદાહરણ આપીને ઇંદ્ર કહે છે કે, હે દાનેશ્વરી તું ઉભય (વજ્ર અને હાથી બન્ને વાનાં) આપ દાનેશ્વરી (હું તારી પાસે-દાન માગું છું. અને તું રાજા છે માટે તારે આપવું જોઇએ.) એ વ્યંગ્યાર્થ અમે તારૂં આપેલું લેનાર છીએ માટે તું અમારા કરતાં બળવાન છે એ ધ્વનિ. આનંદ ઇ૦–ફેરેફ સફળ કરવાથી તને આનંદ થવો જોઇએ તે થયો; હવે તું બીજું શું ઇચ્છીને આનંદ માને છે?

૧૮૧ શારદ–સરસ્વતી. કેસરીએ–ભીમરૂપી સિંહે. હિમ–હિમાગજ (ઐરાવત રૂપી). હેમકૂટ–એ નામનો સોનાના શિખરવાળો પર્વત (ગદા રૂપી). નંદી સ્વરૂપી—મહાદેવના ગણ નંદી જેવા–નંદીની ઉપમા કેમ આપો છો? ભૈરવ ઇ૦–કેમકે નરરૂપ નંદીશ્વર તું ગદા રૂપી શિખરને અને ઐરાવત રૂપી ઉમાધવ (મહાદેવ) ને ધારી રહ્યો છે.!

આવા સુત ના ઉચ્છંગ, લઘુતથી લેવાયા મેં,!
આજ દેખી દિલ ઠર્યું, શાંત થયા શાપના ! ! ૧૮૨

બીમભટ ભણી ભાળી, અંતર નિરાંતવાળી,
નાખ્યા શંશયને ટાળી, શીર્ષ હાથ મૂકિયો;
અતિ થયું હવે સુત, હસ્તી તું ઉતારય હેઠો,
વજ્રી વજ્ર અર્પી ભેટો, તું રણે ના રૂકિયો;
વક્ર દૃષ્ટિ કરી ભાળી, પૂછ્યું કિરીટીને જાણે,
કેમ કરવું પ્રમાણે, કેસરી શું ઢૂકિયો;
વામશીર્ષ ઉંચું કરી, ડબાવી દક્ષિણ ચક્ષ,
કે કંદુકવત કરિ, મૂકતા ના ચૂકિયો. ૧૮૩

વજ્ર આપ્યું પિતા હાથ, તેમણે વજ્રીને આપ્યું.
નિર્ઝર આનંદ્યા અતિ, પુષ્પની વૃષ્ટિ પડી;

---

૧૮૨ પાહુ નૃપાળ—(મૃત્યુ પામી પિતૃલોકમાં ગયેલા હોવાથી). લડ્યા-મળ્યા. તાપના નૂટ્યા-પરિતાપ શમ્યા. આવા ઇ૦—આવા સુતને તેઓ લઘુવયી (નાની ઉમરના છતાં) મેં ઉત્સંગમાં લેવાયા નહિ, પણ આજ એમને દેખીને મારૂં દિલ ઠર્યું તથા શાપના (શાપ સંબંધી) જે પરિતાપ હતા તે શાંત થયા અને ગયેલા શાપને લીધે મારૂં મરણ થવાથી પુત્રને રમાડવાની મારી ઇચ્છા પૂર્ણ થઇ નહોતી, પણ આજ તે પૂર્ણ થઇ.

૧૮૩ શીષ—માથા ઉપર. બીમે બન્ને ખભે બે મોટ વસ્તુઓ મૂકેલી હતી તેથી એને આલિંગન થઇ શકે એમ નહોતું માટે માથે હાથ મૂકી પ્રેમ જણાવ્યો! વજ્રીને-ઇંદ્રને. ના રૂકિયો—રોકાયો નહિ. કેમ ઇ૦—તું કેમ કરવાનું પ્રમાણે છે? અર્જુન વજ્ર તથા હાથી આપી દેવાની ઇશારત કરેછેઃ વામ ઇ૦—વામ (ડાબી તરફનું) શીર્ષ (માથું) ઉંચું કરીને દક્ષિણ (જમણી) ચક્ષ (આંખ) દબાવી (મીંચી), કે બીમ કંદુક (દડા) ની પેઠે કરિ (હાથી) ને નીચે મૂકતાં ચૂકયો નહિ.

અશન વસન બન્ને, પુરંદરે દિવ્ય દીધાં,
વખાણ અતિશે કીધાં, દીધાં માન તે ઘડી;
મનવાંચ્છિત કિરીટી, ભીમભડ માગો માગો,
અનુરાગ્યો હું અતિશે, જોડી રહી આ જડી;
ભીમાર્જુન ભાખ્યા તદા, ઐરાવત એક દિન,
પ્રેમ આણી પધાવો એ, મનસાસિદ્ધિ વડી!! ૧૮૪

સુરેંદ્ર કે ઇંદ્રપ્રત્યે, પાદ ધારો તમે જેવે,
જુઓ તેવે ઐરાવત, માગો અન્ય શું ગમે?
ભીમાર્જુન ભાખ્યા તદા, અન્ય નવ ઇચ્છું કાંઇ,
ધર્મપરાયણતાને, પામું અંગ તે રમે;
પ્રસન્ન થઇ પાકારિ, વદ્યા વા'લ આણી મુખ,
સાંપ્ય હું સંપૂર્ણ અર્પું, દુષ્ટજન જ્યાં દમે;
ધર્મશ્રદ્ધા ધૈર્ય ધ્યાને, આપવા હું દીન દાને,
સનમાને સરે કશું, સુખી થાવ સૌ તમે! ૧૮૫

આશિર્વાદ.સાદ સુણી, અહ્લાદ અતિશે આણી,
ઊભે ભ્રાત ઊઠ્યા જાણી, શક્રે કહ્યું આવજો;

---

૧૮૪ નિર્ઝર-ઝરો. અશન-ભોજન. વસન-વસ્ત્ર. પુરંદરે-ઇંદ્રે. અનુરાગ્યો-પ્રીતિયુક્ત થયો. જોડી ઇ૦-ભીમ અને અર્જુનની જોડી આ જડેલી છે!-તમે બન્ને બરાબર પરાક્રમી છો. મનસાસિદ્ધિ-ઇચ્છાની સિદ્ધિ.

૧૮૫ પાદ ધારો-પગ મૂકો. ધર્મ ઇ૦-અમો ધર્મપરાયણતાને પામું, એજ અમારે અંગે રમે છે-એજ અમને આનંદ આપે છે. પાકારિ-ઇંદ્ર. ધર્મ ઇ૦-ધર્મ શ્રદ્ધા અને ધૈર્ય એ તો તમારા ધ્યાનમા છેજ, અને તમને દાન આપવાને તો હું દીન છું, તેમજ તમને કાંઇ આપ્યા વિના તમારૂં પૂર્ણ સન્માન કરૂં તેવી તો સરે શું! માટે કેવળ આશિર્વાદ આપું છું કે તમે સર્વ સુખી થાઓ!

સેતુહેતુ પૂર્ણ થયે, નાશ કરી દેજો સુત,
પૂતાપૂત સર્વ આવે, પો'ચ્યા પછી કવિ'જો;
પૂર્વજિયો પાંડુ કહે, પુત્ર ક્ષેમ કે'જો સૌને,
પાર્થ કહે પિતા ચાલો, પછે પાછા આવજો;
ઉપાધિ ને વ્યાધિ આધિ, અસાર સંસારમધ્ય,
ભોગવતાં ભટક્યો હું, અટક્યો ના રાવ જો. ૧૮૬
માટે આવવાનું મન, મને રજમાત્ર નથી,
માત તમારીને કે'જો, વે'લાં અહીં આવજો;
સતકર્મ કરી શુદ્ધ, પર્મ ધર્મ કેરી બુદ્ધ,
ધારી તમે નાર નકી, સ્વર્ગમાં સુહાવજો;
જાવ પુત્ર વેગે વળો, માતાદિકને તો મળો,
શ્રાદ્ધ સારી પિતૃપર, પ્રેમ પૂર્ણ લાવજો;
ઉડી ચાલ્યા બંને જેવે, શબ્દ થયો સામટો ત્યાં,
આવજો ભાઇ આવજો, (ને) પો'ચ્યા પુઠે કાવજો ! ! ૧૮૭

## ભીમાર્જુનાગમ.

ચકોરનું ધ્યાન જેમ, ચંદ્ર વિષે લાગી રહ્યું,
ચાતકનું જેવું ચિત્ત, મેઘમધ્ય મગ્ન છે;

---

૧૮૬ ઉભે (ઉભય)—બન્ને. નાશ કરી દેજો—(સેતુને). નાશ કરવાનું કારણ કહે છેઃ પૂતાપૂત ઇ૦—પૂત (પવિત્ર) અને અપૂત (પાપી) સર્વે એ માર્ગથી સ્વર્ગમાં આવે તે ઠીક નહિ માટે. પૂર્વજિયો—પૂર્વજ થયેલો—પિતૃલોકમાં ગયેલો. સંસારમાં ન આવવાનું કારણ પાંડુ કહે છેઃ ઉપાધિ ઇ૦. રાવ જો—જો કે હું રાવ (રાજા) હતો તોપણ ઉપાધિ વગેરેના ભોગ ભોગવતાં અટક્યો નહિ! અર્થાત્ ફરીને એ ઉપાધિમાં આવવાથી હું કંટાળું છું.

૧૮૭ નાર—હે કુંતિ! (પાંડુએ સંદેશો કહાવતાં કરેલું સંબોધન).

ચોરનું તો હિસે ચિત્ત, અંધારી રયની વિષે,
નવા યુવા ચતુરાનું, ચતુરે સંલગ્ન છે;
તેવું કે તેથી અધિક, ઇંદ્રપરથ નૃપાદિનું,
ભીમાર્જુન વિષે ચિત્ત, આવ્યા જોવા લગ્ન છે;
નવો યોગી જેમ જુએ, યોગલબ્ધ કાજ અર્ક,
તેવા ઘણા ભાળનાર, દૃષ્ટિથી અભગ્ન છે. ૧૮૮

ચકોરને મળે ચંદ્ર, ચાતકને સ્વાતીબિંદુ;
ચોરને અંધારી રૈન, ચતુરા ચતુરશું;
દૃષ્ટિ સાધ્યવાળાને તો, યોગસિદ્ધિ એહ મળે,
આનંદ અતિશે વ્યાપે-અંગ, કે આતુર શું;
એમ નૃપાદિકને ત્યાં, ઉતરતા સેતુ થકી,
ઉભય દરર્યા છે ભ્રાત, પદ્મ ને આ સુર શું;
રસગ્રતું મન જેમ, કવીશ્વર ધીમે ધીમે,
રસ અર્પી કરે પુષ્ટ, તે પેર આ ઉર શું. ૧૮૯

---

૧૮૮ રયની (રજની)-રાત્રિ. નવા ઇ૦-નવા (નવી) યુવા (જુવાન) ચતુરા (સ્ત્રી)નું ચિત્ત ચતુરે (ચતુર પુરૂષ વિષે) સંલગ્ન-(લાગેલું) છે (હોય છે). ઇંદ્રપરથનૃપાદિનું-ઇંદ્રપ્રસ્થના રાજા યુધિષ્ઠિર વગેરેનું. આવ્યા ઇ૦-ભીમાર્જુનને આવેલા જોવાને લગ્ન (આસક્ત) છે. નવો ઇ૦-જેમ કોઇ નવો યોગી યોગલબ્ધ (યોગથી મળે એવી સિદ્ધિ) કાજે અર્કને જુએ છે-સૂર્ય સામે દૃષ્ટિ રાખી રહેવાનો અભ્યાસ કરે તેમ તેવા (યોગીની પેઠે ધારેલો અર્થ મળવાની આશાથી ટગ્યુ જોઇ રહેનારા) ઘણા લોકો અભગ્ન (અખંડ) દૃષ્ટિથી ભાળનાર છે. અર્થાત્ ભીમાર્જુનને આવવાની આતુરતાથી વાટ જોઇ આકાશ સામું જોઇ રહ્યા હતા!

૧૮૯ ભીમાર્જુનને સ્વર્ગમાંથી ઉતરતા જોઇને યુધિષ્ઠિર વગેરેને થયેલો આનંદ વર્ણે છેઃ ચકોરને ઇ૦. સ્વાતીબિંદુ-સ્વાતી નક્ષત્રમાં વરસતા મેઘના પાણીનું ટીપું દૃષ્ટિસાધ્યવાળાને-સૂર્ય વગેરે પદાર્થ સામે ઘણીવાર અખંડિત દૃષ્ટિથી જોઇ રહેવાનો અભ્યાસ કરનારને આનંદ ઇ૦-

તિલ જેટલા જણાતા, પદ્મ જેટલા તે લહ્યા,
બાલ કેસરી સમાન, દરશ્યા બે વીર છે;
ત્યારે જોનારા કરે છે, કલ્પનાઓ કલ્પ જેવી,
સ્વલ્પ કહી દાખે કવિ, ઊતરે શા વીર છે!
કોઇ કહે શુક્ર શનિ, કોઇ કહે સોમ સૂર્ય!
કોઇ કહે ભોમ વ્યોમ! કો કે' હંસ કીર છે!
આહા! ઊતરી શા આવે, આકાશમાં વસનારા,
કેથી પેર ગઇ ધરા, (શું) ધારતી બે શિર છે? ૧૯૦

---

ત્યારે ઉપર કહ્યા તે સર્વને અંગે જે આનંદ વ્યાપે, તેને કોઇ આતુર (ઉત્કંઠિત) માણસ કહી શકે શું? નજ કહી શકે. અર્થાત્ ઉત્કંઠિત માણસને તેની ઇચ્છેલી વસ્તુ મળવાથી સીમા વિનાનો આનંદ થાય છે નૃપાદિકને—યુધિષ્ઠિર વગેરેને ઉભય—બન્ને—ભીમ તથા અર્જુન તે બન્ને કેવા દેખાય છે તે વિષે ઉત્પ્રેક્ષા કરે છે પદ્મ ઇ૦—જાણે આ સૂર—સૂર્ય (સૂર્ય જેવા બે ભાઇ) પદ્મને—કમળને (યુધિષ્ઠિર વગેરેને) દેખાતા હોયની? સૂર્ય જેમ કમળને ખીલાવે છે તેમ આ બે ભાઇઓ યુધિષ્ઠિરાદિના હૃદય-કમળને ખીલાવનારા હોવાથી ઉપમાલંકાર બને છે, પણ એકને વિષે પદ્મની અને બીજાઓને વિષે સૂર્યની સંભાવના કરીછે માટે ઉત્પ્રેક્ષા.

૧૯૦ ઉતરી આવતા બન્ને ભાઇઓ કેવા દેખાય છે તે વિષે વર્ણન કરે છે તિલ ઇ૦—તિલ—તલ બાલ કેસરી—સિંહનું બચ્ચું વસ્તુઓના દર્શનસ્વભાવ વર્ણ્યો છે માટે સ્વભાવોક્તિ કલ્પ જેવી—મોટી મોટી. સ્વલ્પ એ કલ્પનાઓમાંની કેટલીક—થોડી ઉતરે ઇ૦—એ બે વીર શા (કેવા) ઉતરે છે! ભોમ ઇ૦—કોઇ કહે છે કે એ તો ભોમ (પૃથ્વી) અને વ્યોમ (આકાશ) એ બે ઉતરી આવે છે!! કીર—પોપટ. પૃથ્વી અને આકાશની કલ્પનામાં વિકલ્પ કરે છે કેથી ઇ૦—કોઈ કહે છે કે જ્યારે પૃથ્વી અને આકાશ બન્ને ઉતરી આવેછે અને આપણે પણ પૃથ્વી પર છીએ, ત્યારે એ પૃથ્વી આકાશમાં ગઇ શી રીતે? શું તે બે માથા ધારે છે કે? બે માથાવાળી પૃથ્વી હોય તો એમ બની શકે. કેમકે એક

કોક કહે કોક જેવો, હસ્તી દોરી ઉતરે છે,
આહા ! એના પગ કેવા, પગથીએ ઠરે છે !!
નાગ મહાભાગ ભાઇ, માનવ સમાન હરી.
નીકર ઉતરાય શું, તર્ક એવા કરે છે !
હસ્તી જોયો મસ્તી મધ્ય, આહા ! મારવા શું દોડયો !
અંકુશ અડાડી, વારે, માંવતથી ડરે છે ! !
લોકકેરા થોકે કહે, કેટલાક શર્ત બાંધી,
માંવત જણાતો નથી, ધીમે ડગ ભરે છે !! ૧૯૧

માધવ રતિધવશા, એવે મૂર્તિમાન દીઠા,
કુંતિ કહે આવ્યા પાછા, કરિ કયાં દેખાય છે !
કૃષ્ણા ને સુભદ્રા કહે, ફરે નવ પાછા કદી.
આનંદવાળા અતિશે, બાઇજી ! પેખાય છે;
દાસીઓએ દાબી આખ્ય, જોઇ કહ્યું ઝટપટ,
હસ્તી લાવ્યા હરતી સાથ, વ્યર્થ ઉવેખાય છે !
ભીમસ્વામી કક્ષા મધ્યે, લાવ્યા છે કરિને ઝાલી,
લટકતું લાંગુલ આ, લાલ તો લેખાય છે !! ૧૯૨

---

માશું મનુષ્યાદિ વસવા માટે રહેવા દેઇ બીજું માશું આકાશમાં જાય !
અસંબંધમાં સંબંધનું વર્ણન કર્યું છે માટે સંબંધાતિશયોક્તિ

૧૯૧ કોક જેવો-ચકવાક પક્ષી જેવો (ધોળો) નાગ-હાથી. મહાભાગ-મોટા ભાગ્યવાળો. માનવ સમાન હાથી હરો, એની ઉપપત્તિ કહેછેઃ નીકર ઇ૦-જો એથી મોટો હોય તો પગથીઆં ઉપર થઇને શીરીતે ઉતરી શકે ? હસ્તી ઇ૦-કોઇ કહેછે કે મેં હસ્તીને મસ્તીમધ્ય ( તોફાન કરતો ) જોયો ! શર્ત બાંધી-હોડ કરીને

૧૯૨ માધવ-વસંત. રતિધવ-કામદેવ. આવ્યા પાછા-ખાલી હાથે -કામ કર્યાં વિના. દાબી આંખ્ય-આંખ દાબીને ( દૂરનો પદાર્થ ધારી

બીજી કહે ના ના માત ! ખભે ચઢાવ્યો છે હાથી,
કાળો કાળો ભમ્મર શો, મને તો જણાય છે !
ડાહ્યો દાસ બોલ્યો એક એ તો ધોળા બગ જેવો,
દેખાય છે પીઠે બાધ્યો, શ્વેત શો તણાય છે ! !
એવે આવા ઉતરી બે, માત્ર પગથિયા પાચ,
બાકી રહ્યા ત્યારે સૌ કો, ખોટેરા ગણાય છે !
કુંતિ ક્રોધ વ્યાપ્યો કાય, રકત નેત્ર થયા અતિ,
મરવાને જતી જાણે, હેલામા હણાય છે ! ! ૧૯૩
છેલ્લે પગથિયે પગ, એક અડ્યો ભૂમિપર,
ઉપર છે એક એવે, યુધિષ્ઠિર પૂછતા;
કેમ ભ્રાત ! કુશળ છો, સ્વદેહે તો સ્વર્ગે ગયા,
તમ સમ કો ન થયા, આ વિશ્વ મધ્યે છતા !
કહો કાઇ–એવામા ત્યા, સમુદાય મધ્ય પડ્યો,
ઐરાવત આવી ઝટ, લોક નાશી ત્યા જતા !
કપી કાય કહે લોક, અવનવુ આ શુ થયુ !
જીવવુ હોયે તે નાસે, નાના મોટા સૌ હતા ! ! ૧૯૪
સુભદ્રા ચમકી અતિ, કિરીટીના સ્કધ માહી,
સત્વર ભરાઇ ગઇ, કંપતી અતિ અતિ,

---

ધારીને લેવા માટે ) સ્વભાવોક્તિ, હસ્તી-ઇ૦-હાથી લાવ્યા હાથી ! કક્ષામધ્યે–બગલમા લાગૂલ–પૂંછડું.

૧૯૩ ખોટેરા–( તેમની સાથે હાથી નથી તેથી ખોટી કલ્પના વાળા ) કુતી–કુંતીને મરવાને ઇ૦–જાણે તે હેલામા ( તરતજ ) હણાય છે ( મૃત્યુ પામે છે ) તેવી થઇને મરવાને જતી–જવા લાગી !

૧૯૪ સ્વદેહે–મૃત્યુ લોકના દેહ સહિત છતા–પ્રખ્યાત. કહો ઇ૦–કહો, કાઇ વિઘ્ન નડ્યુ કે કેમ ? જેથી તમે હાથી લીધા વિના પાછા આવ્યા ? એવો પ્રશ્ન કરવાનો આરંભ કરી, કહો કાઇ, એટલું બોલતામાં લોકોના સમુદાયની વચ્ચે ઐરાવત હાથી આવીનેપડ્યો સૌ હતા–(નાસવામાં).

કૃષ્ણાએ વિચાર્યો ફેર, અભયી થવા તે જાઇ,
ભીમને આલિંગી પડી, ગાયશી થઇ ગતિ;
કુંતિકોપ કરિ કાજ, આરોપ થયો તો જેહ,
તેહ ભયે ભાગી ગયો, મૂઢ થઇ ગૈ મતિ;
અભય થવાને કાજે, પેઠાં કોઠ કરિ નીચે,
શુંડ પુચ્છ સાહી કોઠ, કંપતાં કાયાવતી.

## ઐરાવતદર્શન.

યુધિષ્ઠિરે જોયું આ શું ! વિસ્મય વશ્યો છે મન,
તોયે જાણ્યો આવ્યો હસ્તી, કારણ ત્યાં કાર્ય છે;
ઐરાવત આવ્યો આવ્યો ! નાસશો ન કોઇ નઠી,
એવે જોયા સૂમ થયા, ધૌમ્ય જે આચાર્ય છે !!
સમજાવ્યા તેમને ત્યાં, માત કને જઇ વધા,
અરાવત આવ્યો આ તો, કોઇના અનાર્ય છે !
નકુલ ને સહદેવ, આવી શુદ્ધિ મધ્ય પછે,
શાંત સરવેને કરે, ઐરાવત આર્ય છે !! ૧૯૬

૧૯૫ અભયી-ભય રહિત. ગાયશી ઇ૦-ગરીબ ગાય જેમ કોઇ ભયંકર પ્રાણીને જોઇને બીહીને નાશી જાય તેવી ગતિ થઇ ! મનુષ્યોને જેમ ભય ઉપજ્યો, એટલુંજ નહિ, અદૃશ્ય મનોવિકારોને પણ ભય ઉપજ્યો: કુંતિ ઇ૦-કરિ (હાથી) ને કાજે કુંતિને વિષે જે કોપનો આરોપ થયો હતો, તે કોપની મતિ મૂઢ થઇ ગઇ અને તે પણ ભાગી ગયો ! ! અર્થાત્ કુંતિમાતાનો કોપ હાથી જોઇને ઉતરી ગયો. અભય ઇ૦-અર્થાત્ હાથીથી ભય નહોતો થયો, પણ અતિ મોટા પ્રાણીના ઓચાએક પડવાથી ભય થયો હતો; હાથી તો જોનારાના વિસ્મયનું આલંબન હોઇને અદ્ભુત રસ પ્રકટાવનાર હતો.

૧૯૬ યુધિષ્ઠિરાદિકોનો વિસ્મય વર્ણ્યું છે. યુધિષ્ઠિરે ઇ૦. તોય ઇ૦-તોય (વિસ્મય થયા છતાં પણ) હસ્તી આવ્યો તેને ઐરાવત હસ્તીજ

માંહોમાંહી ઐરાવત ! આવ્યો આવ્યો ઐરાવત !
શબ્દ એવો ચાલ્યો વેગે, વિસ્મે દૂર થાય છે;
આંખ્ય ઉઘાડી કો જુએ, મીચી દેતા વળી પાછી,
નિકટના નિરખીને, ઘણા નાશી જાય છે !
એવે ફી ફી કરી કરિ, શબ્દ કરવા ત્યાં લાગ્યો,
તળે પેઠા લોક ઘણા ઘણા ગભરાય છે !
વેગળેથી વારણને, લખી વારણને કહે,
જતા નિવારણ કરે, માંહોમાં કો વા'ય છે! ૧૫૭.

વિસ્મયના કટ્ટા વેરી, નકુલ ને સહદેવ,
શસ્ત્ર અસ્ત્ર સજી ધાયા, હાંકી કાઢયો તેહને !
તોય ઘણો ખરો રહ્યો, વેરી વડહસ્થતણો,
લોકાંતર ગુપ્તપણે, જીતે કોણ એહને ! !

---

જાણ્યો; કેમકે જ્યાં કારણ હોય છે ત્યા તેનો પરિણામ કાર્યજ થાય છે. મતલબ કે ભીમાર્જુન સ્વર્ગમાં હાથી લેવાના હેતુથી ગયા હતા. તેમનું 'એવું' ગમનરૂપ કારણ વિદ્યમાન છતા આકાશમાથી કોઇ પ્રાણી પડવારૂપ જે કાર્ય થયું તે તેના કારણને અનુરૂપ ( ઐરાવત હાથી પૃથ્વીપર આવવા રૂપ ) થવું જોઇએ. અહીં 'કારણ' એ હેતુ વાક્ય અને 'કાર્ય' એ પ્રતિજ્ઞાવાક્ય હોવાથી અનુમાનાલંકાર. સૂમ થયા–વિસ્મયથી જડ થઇ ગયા. અદ્ભુતનો અનુભાવ જડતા. કોઇના ઇ૦–એ બીજો કોઇ અનાર્ય ( દુષ્ટ રાક્ષસાદિ ) નથી ! ઐરાવત ઇ૦–એ તો આર્ય ઐરાવત છે ! !

૧૫૭ મીંચી દેતા–એવું અદ્ભુત રૂપ ન જોઈ શકવાથી. નિકટના –પાસે ઉભેલા. નાશી જાય છે–તેને હાથી છે એમ ઓળખીને. ફી ફી –હાથીનો શબ્દ. વારણને–હાથીને. લખી–જોઇને. વારણને અટકાવને. એ હાથી છે માટે તમે એની પાસે જતા અટકો, એમ કહે. જતા–પાસે જતા. નિવારણ કરે–અટકાવે. માંહોમાં–માંહોમાંહે. વા'ય છે–'આ હાથી આવ્યો' એમ કહી બીજાઓને છેતરીને ગમ્મત કરે છે !

કુંતી માત કને આવી, ભીમાર્જુન લાગ્યા પગે,
આઇ ! ઐરાવત આવ્યો, ભાળો એના દેહને;
બેમાંનો ખરો કિયો તે, વત્સ ઓળખાય નહિ,
અમિત થઉં જાણું નહિ, શ્રીકૃષ્ણ કે મેહને. ૧૯૮

અર્જુન કે ઓળખાવું, અંબાડીવાળા બે હસ્તી,
મહારથી બેઠા નહિ, ઐરાવત તે ખરો;
વાંક નથી તમારો કૈં, મયની કૃતિ છે એવી!
જુઓ જેવા જેવો હસ્તી, મન મગ્ન તો કરો;
વડભાગની કૃપાએ, અવનનું કાર્ય થયું,
મળ્યા અમારા પિતા ત્યાં, વળી બીજું ઉચ્ચરે;
કુંતી કે કુંવર મારા, આશ પૂરી વડી તમે,
સમાચાર લાવ્યા વળી, ત્રિભુવનમાં ફરે. ૧૯૯

---

૧૯૮ હાથી પ્રથમ આવ્યો ત્યારે ઘણો વિસ્મય થયો હતો, પણ હાથી જણ્યા પછી ધીમે ધીમે વિસ્મય દૂર થવા લાગ્યો, તે વર્ણવે છે વિસ્મયના ઇ૦. દેહને-વિસ્મયને. અર્થાત્ "આ ઐરાવત હાથી છે, બીજું કાંઇ નથી ! એમ કહી કહીને નકુલ તથા સહદેવે ઘણાનો વિસ્મય દૂર કર્યો ! ત્યારે શું વિસ્મય બિલકુલ નાશ પામ્યો ? તે વિષે કહેછે. ના, એમ છતાં પણ વડહસ્તવણો-મોટા હાથવાળો-જબરો વેરી ( વિસ્મયરૂપી ઘણો ખરો રહ્યો ! ક્યાં રહ્યો ? લોકાંતર ઇ૦-લોકાંતરમાં ( લોકોના અંતરમાં ) ગુપ્તપણે રહ્યો ! બીજે રાત્રુ પણ હારે છે ત્યારે લોકાંતરમાં ( બીજા દેશમાં કે બીજા લોકમાં ) જાયછે, તે તો જાણીતું છે. લોકાંતર શબ્દના બે અર્થ થાયછે માટે શ્લેષાલંકાર. બેમાંનો ઇ૦-મય દૈત્યે કરેલો ચિત્રરૂપ હાથી અને ખરો હાથી, એ બેમાં ખરો હાથી કયો ? ભ્રાંતિ અલંકાર. જેમ શ્રીકૃષ્ણ કાળા છે અને મેઘ પણ કાળો છે માટે તે બન્ને ઓળખાતા નથી, તેમ આ બન્ને સમાન પીળા હાથીઓમાં ખરો ખોટો ઓળખાતો નથી. બિંબપ્રતિબિંબભાવ છે માટે દૃષ્ટાંતાલંકાર.

૧૯૯ મહારથી-ઇંદ્ર. ચિત્રના હાથીમાં હાથી ઉપર બેઠેલા ઇંદ્રને

આવો નિરખીએ હસ્તી, એમ કહી સહુ કને–
ગયાં, થયાં સુખી અતિ, મનસા પૂરી ફળી;
લોક ચોકેથોક આવે, જોઇ કોઇ જાય નહિ,
જોતાં તૃપ્તિ થાય નહિ, નિરખે હળી મળી;
વિશાળ સભા હતી તે, માણસે ભરાઇ ગઇ,
જવા જાગ રહી નહિ, નવા આવતા વળી;
પંડિતને પુરાણી ત્યાં, વેદિયાને વૈદ્ય આવ્યા,
અખ્યારૂ ગામોટ ગોર, આવ્યા હાથી સાભળી. ૨૦૦

કવીશ્વર આવ્યા એક, તેમણે કવિત કર્યું,
શુભ્ર અભ્ર આ તે હશે, અંબાડી કે વીજળી;
ઘંટકેરા ઘોર થાય, ચડવા એ લાગ્યો મેઘ,
આભૂષણુ ઝૂલ એ તો, રંગની રેખાવળી;
હસ્ત્યારોહ આ તો નો'ય, ધન અટકાવનાર,
શુભ્રઅભ્ર કરનાર, શંકા થઇ ને ટળી;
કવન કવિનું સુણી નૃપ દેવા લાગ્યો દ્રવ્ય,
જોઇએ ન જંપ મારે, વિત્ત કવિતા ફળી !! ૨૦૧

---

ણુ ચીતર્યો છે, પણુ ખરો એરાવત એકલો આવેલો હોવાથી તે ઉપર
મહારથી ઇંદ્ર બેઠેલો નથી ! કૃતિ-ચિત્રપ્રતિમાની રચના એવી–ભ્રાંતિ
ઉપજાવે એવી સમાચાર-( પાહુના ) આશિર્વાદ દે છે ત્રિભુવનમાં ઇ૦–
તમે ત્રણે લોકમાં ગતિ કરનારા થાઓ, સર્વત્ર વિજય મેળવો, એ વ્યંગ્યાર્થ.

૨૦૦ જોઇ ઇ૦–જોવા આવે તે જોઇને પાછા જાય નહિ–હાથી અત્યંત દર્શનીય હોવાથી જોયાજ કરવાની વૃત્તિ થતી હતી ! જોનારના મનનો વિસ્મય એ વ્યંગ્ય છે.

૨૦૧ કવીશ્વર-વલ્લભ- શુભ્ર ઇ૦–આ તે ધોળો હાથી હશે કે ધોળું વાદળું ? અંબાડી હશે કે વીજળી ? આ તે ઘંટનો ઘોર થાય છે કે મેઘ ચડવા લાગ્યો છે ?–મેઘગર્જના છે ? સંદેહાલંકાર. આભૂષણ ઇ૦

એવો જોગ જોઇ એક, બ્રાહ્મણ કે ભાટ આવ્યો,
ગુણ ગાવા લાગ્યો ઝટ કવિતા નાખી કરી;
શિબિ સમ દાનેશ્વરી, નૃપ અમે ટેક રખી-
દા કનેથી દાન લેવું, ખલું લેવું ના જરી;
સાંભળો કવિતા મારી, મારે સાંભળવી છે,
હાથી હયોડા જેવો આ, દિલ જાય છે ડરી;
પુછડાં છે સાત અને, દાંત ઉગ્યા ચાર તહીં,
એક શુંડ પાછલી એ, નહિ શી દંતુસરી ? ૨૦૨

—આ આભૂષણ અને ઝૂલ જેવું દેખાય છે તે આભૂષણ અને ઝૂલ નથી, પણ મેઘધનુષ્યમાંના રંગની રેખાઓ વળી (વાંકી વળી) છે! આ હસ્ત્યારોહ (મહાવત) ન હોય, પણ ધનને અટકાવનાર અને અભ્ર (વાદળને) શુભ્ર (ધોળાં) કરનાર (મૂર્તિમાન વાયુદેવ) છે એમ મને શંકા થઇ અને તે ટળી (નિવૃત્ત) પણ થઇ! સત્ય અર્થનો નિષેધ કર્યો છે માટે અપન્હુતિ અલંકાર. નૃપ-યુધિષ્ઠિર. જોઇએ ઇ૦-કવિ કહે છે કે મારે તો એક જઇ પણ જોઇતો નથી! શું મારી કવિતાને તમે વિત્તની બરોબર કળી (સમજ્યા)? અર્થાત્ એ કવિતા તો અમૂલ્ય છે. દ્રવ્યલોભે કવિતા રચવી એ અધમ છે, એ ધ્વનિ.

૨૦૨ બ્રાહ્મણ કે ભાટ-બ્રાહ્મણ છે કે ભાટ? તે ઓળખી શકાય નહિ એવો-ભાટ જેવો બ્રાહ્મણ. શા માટે ભાટ જેવો? ગુણ ગાવા ઇ૦. કવિતા ઇ૦-કવિતા કરી નાખી? શી કવિતા કરી? શિબિ ઇ૦. હે શિબ-રાજ સરખા દાનેશ્વરી નૃપ! અમે ટેક રખી (રાખી) છે કે દા (દાતા) કનેથી દાન લેવું, પણ જરી (થોડું) ન લેવું, એ ખલુ (નિશ્ચય) છે. અથવા ખલુ (તુચ્છ-વસ્તુ અથવા ખળાં ઉઘરાવી ખાવાં તે) ન લેવું. આ ચરણમાં એવો અર્થ પણ રહેલો છે કે, હે નૃપ! શિબિ સરખા દાનેશ્વરી રખીદા કનેથી અમે (અમોએ દાન લેવું, અને જો ખલુ (ખળું) લેવા જઇએ, તો તે જરી (થોડું-થોડા દાણા) ન લેવું. એવી રીતે સામ-ભટના આશ્રયદાતા રખીદાસનું કથન શ્લિષ્ટ શબ્દોથી કહ્યું છે માટે

દશરથ અજ જેવા, દાન દીધાં મોટા તમે,
કવિયોના કોડ પૂર્યા, આપી શેર બાજરી !
ધન્ય ધન્ય લાવ્યા હાથી, માતાનું મનાવ્યું મન,
કોઇથી કરાય નહિ, તમારી બરાબરી !!
રાભા રાસભાએ સુણી, કવિતા કરામતી આ,
આપી દેશે રાય રાજ્ય, ડુબુ જશે આ તરી,
તે તો રવિ વધા સારે, લાડવો ખાવાનો નથી,
વર્ણની સગાઇ કેવી, ચોચરણી આતરી !! ૨૦૩
ભીમભડ દાખી દાત, બોલ્યો તોલ તોલ્યો તર્ત,
કચરાવો આવા કવિ જઇ પીલો ઘાણીમા

સુદ્રાલંકાર સામળભટ સ્તુતિપાઠક તથા દ્રવ્ય લોભે કવિતા કરનાર અને ખળા ઉઘરાવી ખાનારો લોભી હતો, એ વ્યગ્યાર્થ મારે સભળાવવી છે—અર્થાત્ પોતાની કવિતા બળાત્કારે સભળાવવાની ઇચ્છાવાળો હોવાથી રસજ્ઞ અરસજ્ઞનો ભેદ ન જાણનાર તે હતો, એ વ્યગ્ય હથોડા જેવો—(હીનોપમા) પુછડા ઇ૦—અર્થાત્ કવિ અચતુર ગામડિયો છે, એ વ્યંગ્યાર્થ

૨૦૩ દશરથ ઇ૦—દશરથ અને તેના પિતા અજ રાજા કર્ણ વગેરેની પેઠે દાન દેવામા પ્રખ્યાત ન છતા તેની પ્રખ્યાતિ વર્ણી છે માટે કવિ ઇતિહાસાદિકના જ્ઞાન વિનાનો છે, એ વ્યગ્યાર્થ શેર બાજરી ઇ૦—અર્થાત્ શેર બાજરી આપે તેના પણ વખાણની કવિતા કરે એવો એ કવિ છે, એ વ્યગ્યાર્થ રાભા ઇ૦ રાસભ (ખર) જેવા રાભાએ આ કરામતી—કરામતવાળી (વક્રોક્તિ) કવિતા સુણી (ત્યારે તે બોલ્યા કે આ તમારી કવિતા સાભળીને) રાય તમને રાજ્ય આપી દેશે અને આ ડુબુ (ડાબુ અથવા ડુબતો મનુષ્ય) તરી જશે ! અર્થાત્ આ કવિ ન્યાલ થઇ જશે. ડુબુ શબ્દમાં બે અર્થ છે માટે શ્લેષ, અને ડાબાનુ તરી જવું તથા કવિનું ન્યાલ થવું એ બન્ને સમાન રીતે વર્ણાયા છે માટે દૃષ્ટાંત. વર્ણની ઇ૦—અમે કવિતામા ચોચરણી (ચારે ચરણમાં આવેલી) વર્ણની સગાઇ (અક્ષરસગાઇ) કેવી આતરી છે !! ચોચરણી—ચાર પગવાળી. શ્લેષ.

યુધિષ્ઠિર કહે ભાઇ, ભાટ જેવો બ્રાહ્મણ એ,
તોય કરવી ન નિંદા, ધૂળ હોય ધાણીમાં
બ્રાહ્મણને કવિ તમે, માટે પસાયતું પાળું,
આડી લીટીએ લખાયું, પાણી લીધું પાણિમાં;
કર્મ આવાં ધર્મ કરો, કલ્યાણ કલ્યાણ હજો,
શિવાજીની સેવા સજો, વાંધ વધો વાણીમાં !! ૨૦૪

## ઐરાવતઅદ્દર્શન.

એવા નાટારંગ થતાં, સટ લઇ પડી સાંજ,
દિન જતો રહ્યો ઝટ, લાબો લય લાગતો;
એવે ઉંચો કરિ ચાલ્યો, આકાશદીવો શું ખેંચ્યો,
હિમગિરિ તણો ચાલ્યો, ઘંટ બાંધ્યો વાગતો;
વિકાસી વદન વેગે, જુએ ઉંચુ એક ટસ,
સહુ કો આબાલવૃદ્ધ આ તો દેવ જાગતો !!
પછે જણાતો રહ્યો તે, ઐરાવત આવ્યો ગયો,
અહા કેવો સારો હાથી, ખાતા નવ માગતો !! ૨૦૫

---

૨૦૪ ધૂળ ઇ૦-ધાણીમા ધૂળ હોય છે તથાપિ તે એકંદરે ધાણીજ ગણાય છે અને ડાહ્યા પુરૂષો ધૂળને દૂર કરીને ધાણી ખાય છે; તેમ કવિ-તાના સમુદાયમા એવી કવિતા પણ હોય છે, પરંતુ રસજ્ઞો તેનો ત્યાગ કરીને સારી કવિતાનોજ સંગ્રહ કરે છે, એ તાત્પર્ય. બ્રાહ્મણ ઇ૦-બ્રાહ્મણ તમારૂં પસાયતું પાળીશું, એવો જવાબ મળ્યો. અર્થાત્ ખુંચી નથી લેતા, એજ તમારૂ ભાગ્ય જાણુ ! પાણિમાં-હાથમાં. ધર્મ-હે ધર્મ !

૨૦૫ બીજી ઉપમા આપે છે: હિમગિરિ ઇ૦-જાણે હિમાચળ પર્વત આકાશમાં ચડવા લાગ્યો હોય ! આબાલવૃદ્ધ-બાળકથી તે ઘરડાં લગી. જણાતો રહ્યો-અદર્શ થયો.

## સેતુભંગ.

એવે પેલા કવિ જેને, પસાયતું મળ્યું પૂરું,
સેતુએ ચડવા લાગ્યા ગુણ ગાઇ રાયના;
અર્જુને ત્યાં જોયું ઝટ, નૃપને નમન કર્યું,
સેતુ સંહારવા કહ્યું, આવા કવિ જાય ના!
આતા આપી નરનાથ, કાર્ય સિદ્ધ કરો ભ્રાત,
ધનુબાણ લીધા હાથ, સેતુ તોડ્યો સાંય ના;
એમ હતું નોંતું કરી, માતને નમ્યો કિરીટી,
બીજી કંઇ કરો આતા, સેવા સાચી થાય ના!! ૨૦૬

## કુંતી આશિષ.

સુખ માગ્યું મળ્યું ભાઇ, કરી સુતની કમાઇ,
ધન્ય થયું મરી ધાઇ, થાવ સુખી પંચ તો;
રાજ્યાસન મોજ માણો, પરમેષ્ઠીને પિછાણો,
વધો ઘણો વાણો તાણો, થાવ હાણો સચ તો;
પરિઅંકે પોઢો ભ્રાત, અંકે પુત્ર પંચ સાત,
બેસો કરો તેવુ વાત, મળો મણિમય તો,
આશા પૂરી મારી જેની, તમ તન પૂરો તેની,
સુખી કરો કુળદેવી, વધજો પ્રપંચ તો. ૨૦૭

---

૨૦૬ સેતુ સંહારવાનું કારણ કહેછે આવા કવિ સ્વર્ગમાં જાય નહિ માટે સેતુ હવે તોડી પાડવો જોઇએ એવા માગણ કવિની અધમગતિ થાયછે એ ધ્વનિ સાંય ના-કોઇણી સાહાય વિના. અર્જુનનો વિનય વર્ણ્યો છે! સેવા ઇ૦-હે માતા અમારાથી તમારી સાચી સેવા થતી નથી!

૨૦૭ કરી ઇ૦-દીકરાએ માતાને માટે જે કમાઇ કરવી જોઇએ તે તેં કરી! ધન્ય ઇ૦-હું જે તમારે માટે ધાઇ મરી-મેં જે તમારે માટે શ્રમ કર્યો, તે સર્વે ધન્ય થયું!-સાર્થક થયું! પરમેષ્ઠીને-બ્રહ્મદેવને-પરમેશ્વરને વાણો તાણો-અર્થાત્ સંતાન-પ્રજા. પરિઅંકે (પર્યંક)-

## સર્વવિસર્જન.

આશિર્વાદ સુણી સર્વ, જાવા લાગ્યાં જાગ જાગ,
નાગોરી વાતો કરે, જેવો જોયો જેમણે:
ભીમાર્જુન વખાણે કો, વાણે કોઇ કિરીટીનું,
જાણે ભીમ કો જોરાળ, ઝીન્યા દેર એમણે!!
માતનું મનાવ્યું મન, માતંગ આણીને હેડે,
એમ વાતો વદી મુખ, વાટ લીધી તેમણે:
નૃપ ભ્રાત કુંતી કૃષ્ણા, તૃષ્ણા પૂરી થયે ચાલ્યા,
માં'લ્યાં સુભદ્રા અવિશે, મોદ વાંધ્યો બેમણે. ૨૦૮

## મત્સ્યમહિમા.

માછલું જે ભક્ષ ભાવે, તેહ દેવ દક્ષ કા'વે,
ઉચ્ચરાવે રક્ષ દાવે જન લક્ષ ભક્ત છે;
ગાડરાના રૂપવાળો થકે કવિ ભૂર ભાળો,
આ તો અનુપ નિહાળો, પયરૂપ રક્ત છે;
પ્રપંચમાં દેવ એવ, તજી અહમેવ ભેવ.
કવિ તતખેવ એવ, કરે સેવ જક્ત છે;
કવીશ્વર કાજ ધારે, મંગળ મુશ્રાજ ભારે,
મત્સ્યભક્તિ આજ સારે, વાણીસાજ વક્ત છે. ૨૦૯

---

પર્યંગમાં અર્થાત્ વૈભવ મળો. અંકે-ખોળામાં. મણિમંચ-મણિમય ખાજડ. પ્રપંચ-સંસાર-વિસ્તાર.

૨૦૮ નાગોરી-હાથીની. માતંગ-હાથી. હેડે-પૃથ્વીપર. બેમણે-દરેકને બેમણુ બેમણુ હર્ષ થયો! અર્થાત્ ઘણો આનંદ પામ્યાં!

૨૦૯ વલ્લભ કવિ ગ્રંથ સંપૂર્ણ કર્યા પછી અદ્ભુત એવા મત્સ્યાવતાર નું વર્ણન કરે છેઃ માછલું ઇ૦-માછલું, જે મત્સ્યાહારી મનુષ્યોનો ભક્ષ હોવાથી તેમને ભાવે છે, તે દક્ષ (ચતુર) દેવ કા'વે (કહેવાય છે) ઝને "હે મત્સ્યદેવ! તું દાવે (દાવ આણીને) અમારૂં રક્ષણ કર" એમ

સત્યવ્રત રાય એક, મહાકાય સાંપ્ર શુદ્ધ,
સર્વ સુખદાય સિદ્ધ, દુઃખદાય નામ છે;
સંધ્યા કરતો તે કહી, ધ્યાન ધરતો ધનેશ,
કષ્ટ હરતો જણાતે, અવર તો વાંય છે;
અંજલિમાં નાનો મત્સ્ય, તર્ફડતો છતો માનો,
જોઇ ના પિછાન્યો પૂર, દયાદાનો સ્વામ છે;
પંચપાત્ર પાણી રાખી, મત્સ્ય દયા આણી નાખ્યો,
સાખ્યો જુઓ વાણી સુણી, પ્રભુ પ્રાણી આમ છે; ૨૧૦

ઉચ્ચરાવે છે, તથા લક્ષ જન તેના ભક્ત છે. ગાડરાના ઇ૦—તમે મને રાફ (રખે) ગાડરાના રૂપવાળો (એક ગાડરાની પછવાડે જેમ બીજું ગાડરૂં ચાલ્યું જાયછે તેમ એક કવિએ મંગળાચરણ વગેરેના કરેલા નિયમને અનુસરીને તે પ્રમાણેજ કર્યા કરનારો) કવિરૂપ જાણો! અર્થાત્ ઘણાક કવિઓ ગ્રંથના આદિમાં દેવનું કથન કરીને વસ્તુનિર્દર્શન વગેરે મંગળાચરણ કરે છે, પણ હું તેમ ન કરતાં મંગળાચરણ ગ્રંથમા છેવટે કરૂં છું; કેમકે કાર્ય પૂરૂં થયા પહેલાં દેવાદિકની સ્તુતિ કરવી તે કરતાં કાર્ય પૂરૂં થાય તોજ તેમની સ્તુતિ કરવી એ મને વધારે ઠીક લાગેછે. આ તો ઇ૦—આ કવિ તો અનુપમ કવિતારૂપી (દૂધના) કૂવામાં રક્ત (પ્રીતિવાળો) છે. અર્થાત્ અનુપમ કવિતારૂપી દૂધના) કૂવામાં આસક્ત આ કવિ બીજા કવિએ કરેલો નિયમ શું કરવા માને? ગ્રંથાતમાં ઇ૦—અને એટલામાટેજ કવિ આદમેવનો ભેવ (મર્મ) તજીને ગ્રંથાંતમા વતખેવ દેવની સેવ કરેછે. શું સમજીને? કરે ઇ૦—કેમકે જગત્ તેની સેવા કરેછે. કવિશ્વર ઇ૦—આવી રીતે ઇશ્વરની સેવા કરીને કવીશ્વર મંગળ અને સુભાજ (અતિ પ્રકાશિત)એવું ભારે કાજ ધારેછે, તથા મત્સ્યભગવાનની ભક્તિ તે કાજ સારે (સિદ્ધ કરે છે). કયું કાજ? વાણી ઇ૦—વાણીના સાજ (અલંકાર) રૂપ વક્ત (વક્તાપણું) એ મારૂં કાજ છે. આ ગ્રંથની સમાપ્તિ અદ્ભુતરસના આલંબનભૂત મત્સ્યાવતારના સ્વરૂપથી કરીને કવિએ એમ સૂચવ્યું છે કે આ આખો ગ્રંથ અદ્ભુતરસથી ભરેલો છે.

૨૧૦ મત્સ્યાવતારની અદ્ભુતતા વર્ણે છે: સત્યવ્રત ઇ૦—એક સત્યનું

પૂર્ણ થયું પંચપાત્ર, તવ ઘટ મધ્ય ધાલ્યો,
મત્સ્ય મોટેરો થયો ત્યાં, અવનવી વાત છે !
સત્યવ્રતે ધારી દયા, ઘટથકી મત્સ્ય કાઢયો,
હોજ માંહી નાખ્યા આણી, ઝખ દીન જાત છે;
એક રોજ ગયો નહિ, હોજ એવે તો ભરાયો,
હોજ માણે જે મુરારિ, વિશ્વમાં વિખ્યાત છે;
પૂર્ણ થયું સ્થળ તેહ, તદા બળ અતિ કરી,
સરોવર નાખ્યો મત્સ્ય, વધી પડયું ગાત છે. ૨૧૧

---

મત કરીને રાજા મહાકાય ( ઉત્તમ શરીરસંપત્તિવાળો ) તથા શુદ્ધ સાહાય્યવાળો હતો. તેને સર્વ સુખદાયક સિદ્ધિઓ ( પ્રાપ્ત થઇ ) હતી; એમ છતાં તેનું નામ દુઃખદાયક છે. ( કેમકે તેના વખતમાં મોટો જળ-પ્રલય થયો હતો તે તેના નામથી સાંભરી આવે છે માટે ). કદી ( એક વાર ) તે ધનેશ ( ધનવાન્ ) રાજા સંધ્યા કરતો હતો, ધ્યાન ધરતો હતો, તથા કષ્ટ હરતો હોય એવો ( દયાળુ ) જણાતો હતો. અવર ઇ૦-બીજા લોકો જે કષ્ટ હરતા દેખાય છે તે તો વાહાય છે-દંભથી ઉતરે છે. અર્થાત્ સત્યવ્રત તો ખરેખરો દયાળુજ હતો. તેનું દયાળુપણું વર્ણું છું: અંજલિમાં ઇ૦-સંધ્યા કરતી વખતે તેની અંજલિમાં નાનો સરખો મત્સ્ય આવ્યો અને તે તરફડતો હતો. ( હતા ) તેને જોઇને તેણે પૂર ( પૂર્ણ રીતે ) ના પિછાન્યો કે, તે મત્સ્ય નથી પણ દયાવાળો તથા દાનો સ્વામી ( ઇશ્વર ) છે ! એ વાત હે શ્રોતાઓ ! તમે માનો-અદ્ભુત જાણીને અવિશ્વાસ ન લાવશો, કેમકે મત્સ્યપુરાણ વગેરે મધ્યમ તે લખેલી છે ! સત્ય અને દયા આણીને અંજલિમાંનો મત્સ્ય પંચપાત્ર ( પવાલા ) માં પાણી રાખીને તેમાં નાખ્યો ! સાખ્યો ઇ૦—તમે મારી વાણી સાંભળીને સાખ્યો (સાક્ષીઓ-પ્રમાણો) જુઓ ( પુરાણમાં ), તેથી તમને માલમ પડશે કે પ્રભુ પ્રાણી ( મત્સ્ય ) થયા તે આમ ( આવી રીતે ) છે !

૨૧૧ પૂર્ણ ઇ૦-તે પંચપાત્ર પૂર્ણ થયું ( મત્સ્યનો દેહ વધવાથી ભરાઇ ગયું ) તવ ( ત્યારે ) તે મત્સ્યને ઘટ મધ્ય ( ઘડામાં ) ઘાલ્યો.

સરોવર માયો નહિ, મંત્રબળે ત્યારે તેજ,
સાગર મધ્યે સરાવ્યો, દેવ શો સમર્થ છે;
પારાવાર ત્યાં પુરાયો, જોઇ સત્યવ્રત ભૂપ,
વિચારવા લાગ્યો તદા, ગજબ આ ગર્થ છે! !
એવે બોલ્યું માછલું ત્યાં, હું તો છું દેવદેવ,
પ્રલેકાળ પૂરો થશે, વાણી તુહિ વ્યર્થ છે !
અલૌકિક લાગી વાત, નૃપ કે જાતે જણવો,
પ્રસન્ન પ્રભુ ત્યાં હવો, બીજ એજ અર્થ છે. ૨૧૨

નવકા નીપાઇ એક, નૃપતિ બેસાર્યો મધ્ય,
પ્રાણદા કંપાવ્યો અતિ, મત્સ્ય જેવા જેવો છે;
કપટ સ્વરૂપ એવું, હીન મીન તોય સેવું,
નથી કાઢયું કાંઇ દેવું, જનરાહ કેવો છે;

---

અને ત્યાં ( તે ઘડામાં ) પણ મત્સ્ય મોટો થયો. ( માવા ન લાગ્યો ) એવી અવનવી વાત થઇ ! ઝખ ઇ૦-દીન ( ગરીબ ) જાતના ( પ્રાણી ) ઝખ ( ઝષ-મત્સ્ય ) ને-( હોજમા આણીને નાખ્યો ) મોજ માણે-વૈભવ ભોગવે અર્થાત્ લીલા કરે. ગાત-ગાત્ર-શરીર

૨૧૨ સરોવર ઇ૦-જ્યારે તે મત્સ્ય સરોવરમાં માયો નહિ ત્યારે તેને સત્યવ્રત રાજાએ પોતાના મંત્રના બળથી સાગરમાં સરાવ્યો-મોકલી દીધો, કેમકે તે રાજા દેવના સરખો સમર્થ છે ! પારવાર-મહાસાગર. પુરાયો-મત્સ્યના મોટા દેહથી. ગજબ ઇ૦-આ ગર્થ ( મત્સ્ય રૂપી ધન ) તો ( ગજબ કરનારૂં ) છે ! દેવદેવ-દેવના સ્વામી ઇંદ્રનો પણ દેવ-અર્થાત્ પરમેશ્વર. પ્રલેકાળ ઇ૦-હવે પૂરેપૂરો પ્રલયનો કાળ થશે, એ મારી વાણી વ્યર્થ નથી. અલૌકિક ઇ૦-સત્યવ્રતને આ વાત અલૌકિક લાગવાથી તે બોલ્યો કે ( હવે મારે શું કરવું ) તે તમો જાતે ( પોતે ) અને જણાવો-કહો. એ સાંભળીને મત્સ્યરૂપી પ્રભુ ત્યાં પ્રસન્ન થયો ( અને બોલ્યો કે ' બીજ ' એજ મારે કહેવાનો અર્થ છે. અર્થાત્ તું પૃથ્વીપરની તમામ વસ્તુઓનાં બીજનો સંગ્રહ કર.

યવન હવનકારી, મળી નવ આવે કદી,
તો તો ભવ ભદ્ર કરો, નમે મોટા દેવો છે;
માછલાની મૂર્તિ કરી, ઉચ્ચારી કવિત આજે,
પૂજા કરે તરે તેહ, તાલ માન તેવો છે. ૨૧૩

નમો દેવ મત્સ્યને સૌ, પૂર્ણ થશે આશ ખાસ;
યવનભવન જાઇ, મન માન્યું આપે છે;
આર્યને રીઝાવશે તે, ભલામાં ભીંજાવશે તે,
વપુને વધારશે તે, ક્ષુધા તૃષા કાપે છે!
ધન્ય પ્રભુ ધન્ય દેવ, ધન્ય મત્સ્ય ધન્ય મેવ,
સાધો સાધો સર્વ એવ, માપ કોણ માપે છે!!

---

૨૧૩ નવકા—નૌકા—વાહણ પ્રાણદા ઇ૦—મત્સ્યને જેણે પ્રાણ આપ્યો (તે નાનો હતો ત્યારે જેણે તેનું પંચપાત્રમાં નાખીને રક્ષણ કર્યું) તેને કંપાવ્યો—પ્રલયકાળના જળથી ભયભીત કર્યો, એવો એ મત્સ્ય જોવા જેવો (અદ્ભુત) છે! કપટ ઇ૦—ઇશ્વરનું એ કપટસ્વરૂપ (માયાવડે ધારણ કરેલું સ્વરૂપ) જો કે હીન (અધમ) અને મીન (મત્સ્ય) નું છે તોય તેને હું સેવું છું. બીજા લોકો તો મત્સ્યાવતારને સેવતા નથી તેમ છતાં તમે કેમ સેવો છો? એમ કહેશો તો, નથી ઇ૦—જનરાહ (લોકોનો પંથ) કેવો છે, તેનું મેં કંઇ દેવું કાઢયું નથી! કે જેથી મારે તેમને માર્ગે ચાલવું જ જોઇએ, અને મને પસંદ પડે તે માર્ગે ન ચાલવું! યવન ૦—હવે મીનસ્વરૂપને કહે છેઃ યવન ઇ૦—જો માછલાનો હવન કરનારો (તેને ખાઇ જનારો) કોઇ યવન ન મળી આવે તો તો તમે ભવભદ્ર (સંસારનું કલ્યાણ) કરો, અને તમને મોટા દેવો પણ નમે! શ્રોતાને ઉપદેશ આપે છેઃ માછલાની ઇ૦—જે કોઇ માછલાની મૂર્તિ કરીને અને આ કવિતને ઉચ્ચરી (ભણીને) તેની પૂજા કરે તે તરે, કેમકે મેં જે આ તાલ (મત્સ્યાવતારની સ્તુતિ કરવા રૂપ) જમાવ્યો છે તે તેઓ (તારે-એવો) છે એમ માન.

કવીશ્વર ઇશ્વરથા, વલભ વાગીશ ઇશ,
કપટી મત્સ્યાવતાર માને લોક શાપે છે ! ! ૨૧૪

અંથગુણ.

ગ્રંથપંથ દક્ષ પડયા, તે તો તરી જાય નિશ્ચે,
એક વર્ણ અદ્દભુતનો, તારનાર તાર છે;
રસજ્ઞતા ધરી વાંચે, આધિ વ્યાધિ બાધી નાસે,
અરસજ્ઞ લોકને આ, મારનાર માર છે;
પીયૂષનું પાન કરે, ઝાઝું જીવે જન તેહ,
ગ્રંથામૃત પ્રાશે કદી, સારનાર સાર છે;
ગુણવાન ગ્રંથ એવો, સેવો શાંતપણે સર્વ,
ગર્વ કવિકેરો ગળે, વારનાર વાર છે. ૨૧૫

---

૨૧૪ મત્સ્ય ભગવાનની મહત્તા વર્ણે છેઃ નમો ઇ૦. મત્સ્યદેવ આશા પૂરશે તેની ખાત્રી થવા માટે પ્રમાણ આપે છેઃ યવન ઇ૦-તે યવનને ભવન (ઘેર) જઇને તેમને મન માન્યું આપે છે !-(તેમનો નિર્વાહ માછલાંથી થાય છે માટે). આર્યને ઇ૦-એ મત્સ્યભગવાન્ આર્યજનને રીઝાવશે, તેમના ભલામાં તેમને ભીંજાવશે (પ્રસન્ન કરશે). વપુને (શરીરને) વધારશે (પુષ્ટ કરશે), અને તેમની ક્ષુધા તથા તૃષાને તે હાપે છે. (મત્સ્યભક્ષકને એ સઘળું લાગુ થાય છે માટે વક્રોક્તિ). આપ ઇ૦-એ મત્સ્યાવતારનું માપ કોણ માપી શકે એમ છે ? (મત્સ્યવડે કેટલા લોકોનો નિર્વાહ ચાલે છે તે કોણ કહી શકે એમ છે ? કવીશ્વર ઇ૦-ઇશ્વર સરખા કવીશ્વર અને વાગીશ (સરસ્વતી)ના પણ ઇશ એવા વલ્લભ મત્સ્યાવતારને કપટી (દેખાડવામાત્ર જેણે મત્સ્યનું રૂપ ધાર્યું છે એવા-વસ્તુતઃ અરૂપી) માને છે તેને લોક શાપે છે-ગાળો ભાંડે છે ! અર્થાત્ એ પણ એક અદ્દભુત છે !!

૨૧૫ ગ્રંથ ઇ૦-આ ગ્રંથને પથે જે દક્ષ પુરૂષો પડયા છે તે તો નિશ્ચય (સંસારને) તરી જાય, કેમકે અદ્દભુતરસનો એક વર્ણ (અક્ષર) પણ મનુષ્યને તારનાર તાર (તારકમંત્ર) જેવો છે ! ઇશ્વરનાં પરાક્રમ

## સવૈયો.

વલ્લભ ગ્રંથતણો પદ્યવલ્લભ, વલ્લભ સાલ રસાલ વખાણું,
સત્તર સાત અને વળી સાતંજ, શાંત સુખ્યાત પ્રભા હું પ્રમાણું,
અદ્ભુત અબ્ધિ અખંડિત મંડિત, ક્ષાર કલંકિત વારિ ન જાણું,
વલ્લભ એક રસાતણો ઉર, દુર્લભ અગ્ર, ન સુલ્લભ આણું. ૨૧૬




---

અદ્ભુતરસપીન ભરેલાં છે માટે). પીયૂષનું ઇ૦–પીયૂષ (અમૃત) નું જે પાન કરે તે માણસ સામાં વર્ષ સુધી જીવે છે; આ ગ્રંથ રૂપી અમૃતને જે પ્રાશે (પાન કરે) તે પણ પોતાના ગ્રંથ વાંચવા રૂપી સારૂંને સારનાર (સિદ્ધ કરનાર) છે. અર્થાત્ આ ગ્રંથ વાંચનારને પણ આનંદ પ્રાપ્ત થવાથી તેને આનંદ રૂપ ફળની પ્રાપ્તિ થઇ એમ જાણવું. વારનાર ઇ૦–આ ગ્રંથવડે કવિઓનો ગર્વ ગંજે છે તેને ગજાતો અટકાવવાને વાર છે–અર્થાત્ તેમ બની શકે નહિ!

૨૧૬ વલ્લભગ્રંથ–વલ્લભકૃત ગ્રંથ. પદ્ય–માર્ગ. વલ્લભ–વાહાલો–પ્રીતિકર. સત્તર ઇ૦–૧૭૭૭ એ રસાળ સાલ (વર્ષ)–વહાલવાહાલી છે (તે વખતે ગ્રંથ પૂરો થવાથી). વળી એ સાલની શાંત (શાંતિ) સુખ્યાત (સુપ્રસિદ્ધ) છે–(એ સાલમાં સારો પાક થયો હતો માટે), વળી એ સાલની પ્રભા (કાંતિ)–અર્થાત્ સારો વૈભવ હોવાથી લોકોની તેઓને હું વખાણું છું. અદ્ભુત ઇ૦–અદ્ભુત રસરૂપી અખંડિત (પરિપૂર્ણ) અને મંડિત (શોભાયમાન) અબ્ધિ (સમુદ્ર) છે, પણ તેમાં ક્ષાર (ખારાપણા)ને લીધે કલંકિત થયેલું વારિ ન જાણું (નથી). વલ્લભ ઇ૦–એ અદ્ભુત રસ રસજ્ઞને ઉર (મનમાં) વલ્લભ છે તથા અજ્ઞ (અરસજ્ઞ) ને દુર્લભ (દુર્લભ) છે, સુલ્લભ નથી.